પ્રથમ આવૃત્તિ : ૧૯૬૧


કિંમત
૩–૨૫
[સવા ત્રણ રૂપિયા]

પ્રકાશક :
તારાચંદ માણેકચંદ સ્વાણી,
સ્વાણી પ્રકાશન ગૃહ,
ટિળક માર્ગ, અમદાવાદ–૧

મુદ્રક :
નટવરલાલ ગોરધનદાસ ઠક્કર,
ગીતા પ્રિન્ટરી, સારંગપુર,
દોલતખાના, અમદાવાદ.

# ઋષિતર્પણ

"ભાગ્યદેવીની સૌથી મોટી ભેટ પ્રેમ છે; કવિ માટે એ સર્વોચ્ચ પુરસ્કાર છે. મનુષ્ય સેવા કરે ત્યારે તેને જે પ્રસિદ્ધિ મળે છે એ તેને મળતું ફળ છે. પણ જે મનુષ્યનુ જીવન–કર્તવ્ય આનંદ આપવાનું છે એના પુરુષાર્થનું ફળ તો એને જ્યારે પ્રેમ મળે ત્યારે જ મળ્યું એમ લાગે છે." ૧૯૩૧માં રવીન્દ્રનાથ ઠાકુરની સપ્તતી પૂર્તિ ઊજવાઈ ત્યારે એમણે ઉચ્ચારેલાં આ વચનો છે.

રવીન્દ્રનાથને આવો પ્રેમ મળ્યો છે અને પરિપૂર્ણ રીતે મળ્યો છે એ એમના જીવનની ફલશ્રુતિ છે.

રવીન્દ્રનાથનું આ સમૃદ્ધ જીવન યથાર્થ રીતે આલેખવા માટે તો અનેક ગ્રંથો રચવા જોઈએ આ કૃતિનો હેતુ તો રસર્ષિ રવીન્દ્રનાથના જીવનનું, તેમના સર્જનનુ, તેમના દર્શનનું અને સૌથી વિશેષ તો તેમના વ્યક્તિત્વનું લઘુચિત્ર આપવાનો છે

રવીન્દ્રનાથ જેવું સન્માન બહુ ઓછા કવિઓ એમના જીવનકાળમાં પામ્યા હશે દેહાંત પછી પણ જેવુ રવીન્દ્રનાથનુ સન્માન થયુ છે એવું બહુ થોડા કવિઓનુ થયું છે.

શરતચંદ્ર ચટ્ટોપાધ્યાયે રવીન્દ્રનાથને મહાભારતકાર વ્યાસની ઉપમા આપી છે વ્યાસ પછી આવો પ્રતિભાવંત બીજો કવિ નથી થયો એમ તેમણે કહ્યુ છે. તો જર્મન દાર્શનિક હર્મન કૈસરલિંગે કહ્યુ છે

કે, હોમર પછી રવીન્દ્રનાથ સરખો પ્રચંડ મનોઘટનાશાળી કવિ બીજો થયો નથી.

રવીન્દ્રનાથે આ જગત અને આ જીવનની વાસ્તવિકતાનો જે સંદેશ આપ્યો છે, તે જગત અને જીવનની વાસ્તવિકતાનો ઇન્કાર જે ભારત દેશમાં સર્વોપરી હતો તેમાં, ક્રાન્તિકારી મહત્ત્વનો છે.

રવીન્દ્રનાથે પોતાના સાહિત્ય-સર્જન દ્વારા, ચિત્ર દ્વારા, સંગીત દ્વારા અને અન્ય સ્વરૂપના પુરુષાર્થ દ્વારા જગત અને જીવનની વાસ્તવિકતાનો જે સંદેશ આપ્યો છે તે માત્ર ભારત માટે જ નહિ, પણ સમગ્ર માનવજાત માટે ઉપયોગી છે.

રવીન્દ્રનાથને પ્રકૃતિ માટે ભારે આકર્ષણ હતું. પણ એમને એથીયે વધુ આકર્ષણ તો એ પ્રકૃતિ વચ્ચેના માનવી માટે હતું, એટલે તો એમણે ગીતાંજલિમાં ગાયું હતુ કે, ખેડુ જ્યાં ખેતી કરે છે અને પથ્થરફોડ જ્યાં પથ્થર ફોડે છે ત્યાં ભગવાન છે.

રવીન્દ્રનાથ વિશ્વકવિ કહેવાયા છે અને એ સાચા અને પૂરા અર્થમાં વિશ્વકવિ છે.

અનેક આપત્તિઓના તાપમાં તપ્યા પછી રવીન્દ્રનાથે આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા મેળવી હતી. પણ એ આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા એમણે જ્યારે મેળવી એ કાળે જ લગભગ ઇ. સ. ૧૯૧૫માં આત્મહત્યાના વિચારો એમને આવતા હતા. એ વિચારો સામે સફળ આંતર-સંગ્રામ ખેલ્યા પછી એમનું વ્યક્તિત્વ વેગથી વિકસવા માંડ્યું.

રવીન્દ્રનાથના જીવનમાં સૌથી વધુ પરિપક્વ અને સત્ત્વશીલ સર્જન ૧૯૩૧ થી ૧૯૪૧ના દાયકામાં થયું છે. લગભગ એ કાળના અંત ભાગમાં એમણે યથાર્થ રીતે ગાયું છે: "હું વિશ્વનો કવિ છું અને તેથી વિશ્વના બધા સૂર મારી વીણામાં ઝણઝણવા જોઈએ."

આવા આ વિશ્વકવિના જીવન, સર્જન, દર્શન અને વ્યક્તિત્વનું

નિરૂપણ આ કૃતિમા જીવનકલા, સર્જન, પ્રવાસ અને શિક્ષણ એવા વિભાગો પાડીને આપવામા આવ્યું છે

રવીન્દ્રનાથનો બગાળ સાથે જેવો નિકટનો સબંધ હતો એનાથી જ માન ઊતરતો એવો અતિ નિકટનો સબધ ગુજરાત સાથે હતો એમના ગુજરાત સાથેના સબધ વિશે તો ઘણા અભ્યાસ અને સશોધન થવા જરૂરી છે એને અતે ગુરુદેવ અને ગુજરાત વિશે વિગતપૂર્ણ અને યથાર્થ નિરૂપણ થઈ શકે આ કૃતિમા ગુરુદેવ અને ગુજરાતના સબધ વિશે એક વિભાગ મૂકીને આ દિશામા કઈક ચીલા પાડવાનો અને એ દિશા ખેડવાની જરૂર છે એ હકીકત તરફ લક્ષ દોરવાનો પ્રયત્ન થયો છે

રવીન્દ્રનાથના ભર્યાભર્યા જીવનનુ વાચક વિહગાવલોકન કરી શકે તેમ જ એમના સર્જનની વિપુલતાનો ખ્યાલ મેળવી શકે એ હેતુથી અતે પરિશિષ્ટમા 'રવીન્દ્ર-જીવન . સમયસૂચિ' અને 'રવીન્દ્ર સર્જન : સમયસૂચિ' એવા બે વિભાગો આપવામા આવ્યા છે

યુગસધિએ વિદાય લેતા યુગના સર્વ શુભ લક્ષણોને પોતાનામા સમાવી લેતા અને નવા યુગની ઉષાને વધાવતા વિભૂતિપુરુષ રવીન્દ્રનાથનુ ઋષિતર્પણ કરવાનો આ કૃતિનો પ્રધાન હેતુ છે; કારણ કે આપણા પ્રાચીન શાસ્ત્રો કહે છે તેમ સાચો કવિ ઋષિ અને મનિષી હોવો જોઈએ, તેમ રવીન્દ્રનાથ પણ હતા જ એમની વિશેષતા એ હતી કે, એ આવા ઋષિ હતા તોયે માનવ્યથી ભર્યાભર્યા હતા; અને સામાન્યમા સામાન્ય મનુષ્ય સાથે એકાત્મભાવ અનુભવતા હતા

૧૧, મહાવીર સોસાયટી,
અમદાવાદ-૭
૨૩, સપ્ટેમ્બર, ૧૯૬૧

ધનવન્ત ઓઝા

દિયેછિ ઉજાડ કરી
યાહા કિછુ આછિલ દિબાર,
પ્રતિદાને યદિ કિછુ પાઈ—
કિછુ સ્નેહ, કિછુ ક્ષમા—
તબે તાહા સંગે નિયે યાઈ
પારેર ખેયાય યાબો યબે
ભાષાહીન શેષેર ઉત્સવે

મારે જે કંઈ આપવાનુ હતુ એ આપીને હવે હું ખાલી થઈ ગયો છુ, મારી ઝોળી શૂન્ય છે, પ્રતિદાનમા મને જો કંઈ મળે તો તે હું સાથે લઈ જાઉં—જ્યારે હુ ભાષાહીન શેષ ઉત્સવ મનાવવા કાળ સાગ ને પાર ગ્રનારી નૌકામાં જાઉં ત્યારે



૧૯૨૦ મા અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદમાં પ્રવચન આપતા રવીન્દ્રનાથ . રેખાંકન શ્રી રવિશંકર રાવળ

# પ્રવેશ

## [ ૧ ]

ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરની જન્મશતાબ્દી દેશમાં અને દુનિયામાં ઊજવાઈ. ગુરુદેવ વિશે આ નિમિત્તે ઘણુંયે લખાયું! પણ ગુરુદેવની વિભૂતિઓ એટલી બધી છે કે, એને વિશે લખતાં પાર ન આવે. આપણે ત્યાં સંસ્કૃતમાં એક સુભાષિત છે : "એક ગિરિ જેટલું કાજળ સિંધુ જેવડા પાત્રમા નાખીને સુરતરુવરની શાખાની લેખિની બનાવીને, ઉર્વીને પત્ર બનાવીને શારદા સર્વ કાળ સુધી લખ્યા કરે તોયે તારા ગુણનો પાર હે ઈશ ! ન આવે" આવાં સુભાષિતો વિશેની કલ્પના ગાંધીજી અને ગુરુદેવ જેવા લોકોત્તર મહાપુરુષોના જીવનનાં દર્શનના પરિણામે જ આવે છે.

ગુરુદેવની વાતે આપણે એક ચોક્કસ દૃષ્ટિથી કરવા માગીએ છીએ.

ગુરુદેવ સૌથી પ્રથમ અને સૌથી વધુ માનવતાના પૂજનારા હતા એ હકીકત સ્પષ્ટ અને એ રીતે આપણે એમનાં જીવનનું અવલોકન કરવા માગીએ છીએ.

ગુરુદેવને આખી દુનિયાએ અંજલિ આપી અને એ અંજલિ વિશિષ્ટરૂપે આપી. એ માત્ર એક વિરાટ કલાકારને અપાયેલી અંજલિ નથી. આપણે મન તો આ પરિસ્થિતિનો અર્થ ઘણો વધુ મોટો છે

ભારતની સર્જનની પ્રતિભા એ દેશ બંધનગ્રસ્ત હતો ત્યારે પણ સંકોચાઈ ગઈ ન હતી એમ સિદ્ધ કરતું રવીન્દ્રનાથનું જીવન છે.

એમના જીવનનો પૂર્વાર્ધ તો ઓગણીસમા શતકમા વીત્યો હતો એ કાળે સામ્રાજ્યશાહીની પકડ આપણા દેશ ઉપર વજ્ર જેવી દૃઢ હતી

રવીન્દ્રનાથ કોઈ પણ સમયે અગ્રણી રાજપુરુષ ન હતા કે ન તો ધર્માધ્યક્ષ હતા આપણા દેશમા સન્માનના અધિકારી સવિશેષ આ બે પ્રકારના નેતાઓ થાય છે ટાગોર મહા કલાકાર હતા એ જ કારણે એમની આ પ્રતિષ્ઠા હતી એમ કહીને આપણે એમને મળેલાં સન્માનને સમજી નહીં શકીએ

રવીન્દ્રનાથ દુનિયાના એક મહા આતરરાષ્ટ્રીયતાવાદી હતા એ વિષે મતભેદ નથી પણ સાથે સાથે ભારત દેશ વિષે એમના હૃદયમા એક વિશિષ્ટ પ્રકારનો ઉમળકો હતો એ કારણે જ એમને આટલી મોટી લોકપ્રિયતા મળી હતી

એંશી વર્ષના આયુષ્યમા રવીન્દ્રનાથે જે સર્જન કર્યું છે તે પ્રમાણની દૃષ્ટિએ વિવિધતાની દૃષ્ટિએ અને ગુણદૃષ્ટિએ વિસ્મય પમાડે એવુ છે

રવીન્દ્રનાથ પ્રસિદ્ધ તો કવિ લેખે છે પણ એમણે ગદ્ય પણ ઘણા મોટા પ્રમાણમા લખ્યુ છે એમણે પ્રવચનો, નિબધો, વાર્તાઓ, નવલકથાઓ, પત્રો અને આત્મકથનાત્મક સ્વરૂપે જે સર્જન કર્યું છે એ એમના કાવ્ય કરતા જરાયે ઓછા મૂલ્યનુ નથી

એમના નાટકો પ્રતીકોથી ભરેલા છે બગાળી સાહિત્યમા તે નાટકોનુ સ્થાન ઘણુ ઊચુ છે

એમનુ સગીત સતત [illegible] જેવુ [illegible] એમણે
લગભગ અઢી હજાર ગીતો [illegible] ગીત
નિયોજન એમણે પોતે કર્યુ [illegible] ગીત [illegible] પણ
આગળ વિષે વાત કરવાના [illegible]
રવીન્દ્ર [illegible] ચૌથી વધુ

દર્શન પણ ટાગોરે છોડયું નથી શિક્ષણશાસ્ત્ર તો એમના જીવનમાં ઘણા મહત્ત્વના સ્થાને છે. ગ્રામપુનર્રચનાની મૌલિક વિચારણા કરીને એમણે પાયાની પ્રવૃત્તિ કરી છે. દેશના અને દુનિયાના બનાવોથી એ કયારેય વિમુખ રહ્યા નથી અને કર્તવ્યની હાકલ જ્યારે જ્યારે પડી છે ત્યારે ત્યારે એમણે પોતાની જવાબદારીનું પૂરેપૂરુ પાલન કર્યું છે.

આમ રવીન્દ્રનાથ બહુમુખી પ્રતિભાના સ્વામી હતા. ભારતની તેજસ્વિતાના આજના યુગના એક પ્રતીક જો મહાત્મા ગાંધી હતા તો એ તેજસ્વિતાનાં બિંબ ઝીલીને સૌંદર્ય સ્વરૂપે વિશ્વના પટાંગણમાં મૂકનાર બીજા પ્રતીક આ વિશ્વકવિ રવીન્દ્રનાથ હતા.

રવીન્દ્રનાથના સર્જનનુ મૂલ્યાંકન કરવાના અનેક પ્રયત્ન થયા છે પણ એ પ્રયત્નોમાંથી ઘણાખરા અધૂરા અવલોકનોના આધારે થયા છે. રવીન્દ્રનાથે બધું જ સર્જન મૂળ તો બંગાળી ભાષામાં જ કર્યું છે. એનો ઘણો નાનો અંશ બીજી ભાષાઓમાં અવતર્યો છે. વળી, ભાષાંતરમાં મૂળનુ તેજ પૂરેપૂરું ઝીલવાનું શકય નથી.

ઇ. સ. ૧૯૧૨–૧૩માં રવીન્દ્રનાથનાં કેટલાંક કાવ્યોથી યુરોપના કેટલાક કવિઓ અંજાયા હતા. અંગ્રેજીમાં "ગીતાંજલિ" નામે એ કાવ્યો પ્રસિદ્ધ થયાં છે. પણ એ કાવ્યો તો એમના સર્જનનો એક ઘણો નાનો અંશ છે જીવનનાં છેલ્લાં દસ વર્ષમાં એમણે ઘણુ વધુ સત્વશીલ સર્જન કર્યું છે. સાચા ટાગોરનાં દર્શન તો એ પરિપકવ કાવ્યરચનામાં જ થાય.

જે લોકો બગાળી જાણતા નથી એ તો અંગ્રેજીમાં થયેલા અનુવાદોના આધારે રવીન્દ્રનાથનું મૂલ્યાંકન કરે છે. એ મૂલ્યાંકન સાચું નથી. આપણા દેશના લોકો ભલે બંગાળી નહીં જાણતા હોય તો યે પોતાની હૈયાઉકલતથી રવીન્દ્રનાથને ઓળખી શકયા છે.

જીવનના અંત ભાગમાં એટલે કે સિત્તેર વર્ષની વય પછી

રવીન્દ્રનાથે ચિત્ર-સર્જન કરવા માંડ્યું. એ ચિત્ર-સર્જનમાં પણ આ વિશ્વકવિના વ્યક્તિત્વનો પરિચય મળે છે.

આ બધું લક્ષમાં રાખીને રવીન્દ્રનાથનું મૂલ્યાંકન કરવાનો પ્રયત્ન આપણે કરીશું.

[ ૨ ]

એક ગર્ભશ્રીમંત કુટુંબમાં રવીન્દ્રનાથ જન્મ્યા હતા. એ કુટુંબમાં શ્રી અને સરસ્વતીનો અસામાન્ય સંગમ થયો હતો. એટલે ધાર્યું હોત તો રવીન્દ્રનાથ પોતાની કલા-આરાધના ચંદન મહેલમાં વસીને કરી શક્યા હોત.

પણ ઘણી નાની વયથી પોતાની આસપાસના વાતાવરણમાંથી એ સ્પંદનો ઝીલતા હતા અને સ્વાતંત્ર્ય માટેની પ્રજાની ઝંખના તરફ અનિવાર્ય રીતે ખેંચાતા હતા.

એમણે પોતાની જીવનસ્મૃતિ લખી છે. એ જીવનસ્મૃતિમાં બાળપણમાં એમના ઉપર જે અસરો થઈ તેની નોંધ એમણે આપી છે. કિશોર અવસ્થાએ અંગ્રેજોના રાજકારણ સામે જે રોષ એ અનુભવતા હતા તેને વિશે તેમણે નિરૂપણ કર્યું છે. ૭ વર્ષના એ થયા ત્યારે એમનાં જ કુટુંબીજનોએ શરૂ કરેલા "હિંદુ મેળા"માં એ જીવનમાં પહેલીવાર જાહેર મંચ ઉપર આવ્યા હતા. એ પ્રસંગે એમણે પોતે જ રચેલું રાષ્ટ્રભક્તિથી ભરેલું એક ગીત એમણે ગાયું હતું.

એમના કુટુંબમાં અને કુટુંબના મિત્રોમાં ગુલામી સામેનો રોષ તીવ્ર હતો. રવીન્દ્રનાથ પણ એ રોષના સહભાગી હતા.

ઉપનિષદની પ્રેરણા એમણે ઝીલી હતી ખરી, પણ એ પ્રેરણાને પરિણામે એ નિષ્ક્રિયતા તરફ ખેંચાયા ન હતા. એને બદલે એ તો

પ્રજાજીવન સાથે એકરૂપ બનના હતા અને જીવનના અંત સુધી ક્યારેય એ પ્રજાજીવનથી વિમુખ બન્યા ન હતા.

ઇ સ. ૧૮૮૬મા રાષ્ટ્રીય કૉંગ્રેસનુ બીજુ અધિવેશન કલકત્તામાં મળ્યું ત્યારે એનો આરંભ રવીન્દ્રનાથના ગીત-ગાનથી થયો હતો અને એ ગીત એમણે પોતે રચેલું હતું. ફરીને કૉંગ્રેસનું અધિવેશન કલકત્તામાં મળ્યું ત્યારે બંકીમચંદ્રના "વંદેમાતરમ્"નુ સંગીતનિયોજન કરીને એ રવીન્દ્રનાથે ગાયું હતું એમનો સૂર સુમધુર હતો. બંગાળ પ્રાંતિક રાજકીય પરિષદનુ પહેલું અધિવેશન મળ્યું ત્યારે લોકપ્રિય બની ગયેલા રવીન્દ્રનાથ તેના અધ્યક્ષસ્થાને હતા.

બંગાળમાં સ્વદેશી આંદોલન થયું ત્યારે એ આંદોલનમાં અગ્રેસ્થાને રવીન્દ્રનાથ હતા. પાછળથી એ આંદોલનમાં એમને સંકુચિત મનોદશાનાં દર્શન થયાં ત્યારે એ તેનાથી દૂર ગયા, પણ ક્યારેય તેનાથી વિમુખ તો થયા ન જ હતા.

૧૯૧૭માં કૉંગ્રેસનું અધિવેશન કલકત્તામાં મળ્યું ત્યારે વિનીતોએ ઉદ્દામ ગણાતાં ભગવતી એની બિસાન્ટને પ્રમુખપદે આવતાં અટકાવવાનો પ્રયાસ કર્યો હતો. એ પ્રસંગે એમનું સમર્થન રવીન્દ્રનાથે કર્યું હતું.

એ સમર્થન કરતું પ્રવચન આપતા રવીન્દ્રનાથની તસ્વીર ગગનેન્દ્રનાથ ટાગોરે દોરી છે અને તે આપણા રાષ્ટ્રીય સંગ્રામની એક ગૌરવવંતી સ્મૃતિ લેખાય છે.

આ બધી વાત બહુ જાણીતી નથી પણ ૧૯૧૯ના એપ્રિલમાં જલિયાંવાલા બાગનો હત્યાકાંડ થયો. એ પ્રસંગે રવીન્દ્રનાથે પોતાને મળેલો "નાઇટ"નો ઇલ્કાબ સરકારને પાછો વાળ્યો અને એ પ્રસંગે જે રોષભર્યો પત્ર લખ્યો તેની વિગતો જાણીતી છે.

સ્વદેશી યુગમા રવીન્દ્રનાથે જે નિબંધો, કાવ્યો અને ગીતો લખ્યાં તે આજેય પ્રેરણા આપે એવાં છે. એ પ્રસંગનાં એમનાં પ્રવચનો પણ સાચી રાષ્ટ્રીયતાની વ્યાખ્યા આપનારાં છે.

રવીન્દ્રનાથને સૌથી વધુ આકર્ષણ બંગાળની ભૂમિ માટે હતું. તેનાં દશ્યો અને સૂરોથી તે મુગ્ધ હતા. તો યે તે ભારતના એવા જ ચાહક હતા અને વિશ્વનાગરિક બનવાની બધી યોગ્યતા રાખતા હતા. સ્વતંત્ર ભારતનું રાષ્ટ્રગીત એમનુ સર્જન છે, એ કોઈ અકસ્માત નથી.

કેળવણીની જે કરુણ હાલત આપણા દેશમાં હતી—અને આજે પણ જે ઘણે અંશે છે—તેનાથી અસંતોષ પામીને રવીન્દ્રનાથે પોતાના પિતાના એક પ્રિય શાંતિસ્થાનમાં શાળા શરૂ કરી. ત્યાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનો એમણે આરંભ કર્યો. ત્યાં કુદરતની વચ્ચે વર્ગો લેવાતા. રવીન્દ્રનાથને જ્યાથી પણ નાણા મળ્યાં તે બધાં તેમણે આ શાળાના વિકાસ પાછળ ખર્ચ્યાં. એમને જે નોબેલ પારિતોષિક મળ્યું હતું, તે તેમણે આ કામમાં આપી દીધુ હતું. આ શાળામાં ગાંધીજીએ એમનાં સંતાનોને મૂક્યા હતા તેમજ જવાહરલાલજીએ એમની પુત્રીને મૂકી હતી. આ શાળામાંથી વિકાસ પામીને એક વિદ્યાપીઠ ઊભી થઈ.

આ વિદ્યાપીઠ શરૂ થઈ તે સમયે જ લગભગ ગાંધીજીનું અસહકારનું આંદોલન શરૂ થયું હતું. એ પ્રસગે ગાંધીજી અને ગુરુદેવ વચ્ચે મતભેદ પણ હતો. એ મતભેદમાંયે એમની મૈત્રી અખંડ રહી હતી એ પ્રસંગે એટલે કે ૧૯૨૧ના સપ્ટેમ્બર–ઑક્ટોબરમાં ગાધી–ગુરુદેવ વચ્ચે જે ચર્ચા જામી હતી, તે ચર્ચાને યુરોપના એક પ્રતિભાવંતા સંસ્કારસ્વામીએ "સૂર્યપ્રકાશનું કાવ્ય"ની ઉપમા આપી હતી. એ ચર્ચા નિમિત્તે ગાંધીજીએ લખેલા એક લેખમાં ગુરુદેવને "મહાન સંરક્ષક"નું બિરુદ આપ્યુ હતું. તેજસ્વી વાક્પ્રવાહના નમૂના લેખે લેખાયેલા એ લેખમાં ગુરુદેવનું આજ પર્યંતનું સૌથી વધુ યથાર્થ એવું મિતાક્ષરી રેખાચિત્ર સચવાયું છે.

ર ન્દ્રનાથ …ના ભારે શ…ી હતા. ત વિશ્વપ્રવાસી હતા. ક્યાંક એમને અસામાન્ય સ્વાગત મળતું હતું, તો વળી ક્યાંક એમને વિરોધ પણ અનુભવવો પડતો હતો. ઈ. સ. ૧૯૨૯માં ચીનના કોમિન્ટાંગના એક મુખપત્રમાં એમના પ્રવાસ પ્રસંગે લખવામાં આવ્યું હતું કે, "ડૉ. ટાગોરના વિચારો અને સિદ્ધાંતો કાર્લ માર્ક્સના વિચારો અને સિદ્ધાંતો જેવા જ વિનાશક અને ઝેરી છે." એ જ વર્ષમાં રવીન્દ્રનાથ અમેરિકા ગયા હતા ત્યારે ત્યાંના એક આબકારી અધિકારીએ એ વાંચી–લખી શકે છે કે કેમ એવો પ્રશ્ન પૂછ્યો હતો. પરિણામે રવીન્દ્રનાથે અમેરિકાની વિદ્યાપીઠોમાં ગોઠવેલો પ્રવચન-કાર્યક્રમ રદ કર્યો હતો

રવીન્દ્રનાથે સોવિયેત સંઘની યાત્રા પણ કરી હતી. ત્યારે એ લગભગ ૭૦ વર્ષના હતા. એ પછીના કાળનું એમનું બધું સર્જન સોવિયત સંઘના એમના અનુભવોની છાપ પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે ઝીલ્યા વિના રહ્યું નથી.

સામ્રાજ્યવાદ સાથેનો એમનો વિરોધ અસામાન્ય હતો. મૃત્યુશૈયા ઉપરથી પણ એમણે સામ્રાજ્યવાદનો પ્રચાર કરવા મથતી માર્ગારેટ રેથબોન નામની બ્રિટનની સસદસભ્યને જે પ્રબળ જવાબ આપ્યો હતો તે તેની સાક્ષી પૂરે છે.

જીવનના અંતિમ દિવસોમાં રવીન્દ્રનાથની દૃષ્ટિ સોવિયત સંઘ તરફ વળેલી. એ વખતે બીજું વિશ્વયુદ્ધ ચાલતું હતું. સ્તાલિનગ્રાડનો જંગ ખેલાતો હતો, મોસ્કોમાં જંગ ખેલાતો હતો, હિટલરના બર્બર ધાડાંઓ સામે સોવિયેત સઘ ટકી નહીં શકે એવી હવા દુનિયાભરમાં વ્યાપક બની હતી, ત્યારે પણ આ વિશ્વકવિની શ્રદ્ધા ડગી ન હતી અને મૃત્યુશૈયા ઉપરથી એમણે એ શ્રદ્ધા વ્યક્ત કરી હતી કે, સોવિયેત સંઘ હિટલરને નિઃસંદેહ પરાજય આપશે અને માનવતાની રક્ષા કરશે.

આવા આપણા આ એક કવિશ્રેષ્ઠ, માનવશ્રેષ્ઠની કથા આપણે આલેખવા માગીએ છીએ. એ કથા પાંચ વિભાગોમાં વહેંચાશે. પ્રથમ વિભાગમાં રવીન્દ્રજીવન આવશે, બીજા વિભાગમાં રવીન્દ્રનાથના સર્જનનો પરિચય આવશે, ત્રીજા વિભાગમાં કેળવણીકાર રવીન્દ્રનાથ વિશે આલેખન થશે ચોથા વિભાગમાં પ્રવાસી રવીન્દ્રનાથ વિશે નિરૂપણ થશે અને પાંચમા વિભાગમાં ગુરુદેવના ગુજરાત સાથેના સંબંધનું ચિત્ર અપાશે.

"કુદરતનો, મને યાદ આવે છે ત્યાં સુધી, પહેલેથી જ ગજબનો શોખ હતો. આકાશમાં એક પછી એક વાદળાંને ફરતાં જોતો ત્યારે હું આનંદના અતિરેકથી પાગલ બની જતો. બાળપણના દિવસોથી જ મને એવી લાગણી થતી હતી કે, હું મારા એક નજદીકમાં નજદીકના મિત્રના સાંનિધ્યમાં છું. કુદરત પ્રત્યે મને એટલો બધો પ્રેમ હતો કે તેના વર્ણન માટે મારી પાસે શબ્દો નથી. કુદરત મારી સ્નેહાળ અને માયાળુ મિત્ર હતી અને હમેશ મારી આગળ નવું જ સૌન્દર્ય ખુલ્લું કરતી.

"શરદઋતુના પ્રભાતે પથારીમાંથી ઊઠતાવેંત હું સીધો બાગમાં દોડી જતો. ઝાકળનાં બિંદુથી ભીનાં થયેલાં પાંદડાં અને લીલા ઘાસની મીઠી સોડમ મારા આખા શરીરને ભરી દેતી અને બાળ-રવિનાં તાજાં અને કોમળ કિરણો પવનમા ડોલતાં તાડનાં ઝાડોની નીચે મારું સ્વાગત કરતાં. નિસર્ગદેવી હસતાં હસતાં મારી પાસે મૂઠી બંધ કરીને હમેશાં આવતી અને પૂછતી : મારા હાથમાં શું હશે? મને કોઈ પણ વસ્તુ અસંભવિત ન હતી."

આવી ભૌતિક ભૂમિકા વચ્ચે રવીન્દ્રનાથનો વિકાસ થતો હતો. એ ભૌતિક ભૂમિકા જેટલું જ—કદાચ એથી પણ વધુ મહત્ત્વ એમના જન્મના સમયની સામાજિક ભૂમિકાનું લેખાવું જોઈએ. ભારત દેશનો એ સંક્રાંતિકાળ હતો.

અંગ્રેજો આ દેશમાં આવ્યા ત્યારે તો વેપારીઓ હતા. પણ સમય જતાં એ રાજદ્વારી સાહસખોરો બની ગયા હતા. ઈ. સ. ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધમાં અંગ્રેજો વિજયી થયા ત્યારથી બંગાળમાં એમની રાજકીય સત્તાનો આરંભ થયો હતો. આ સત્તા ફેલાવા લાગી તેની સાથે સાથે પશ્ચિમની સંસ્કૃતિ પણ આવવા લાગી. આ પહેલાં આપણા દેશમાં વિદેશીઓ ઘણા આવ્યા હતા. પણ ચ [illegible] જે વિદેશીઓ આવ્યા તેમની અસર જુદા પ્રકારની જ થતી

ઔદ્યોગિક ક્રાંતિ એમની સાથે લાવ્યા હતા. પરિણામે આપણી સંસ્કૃતિ મૂળમાંથી જ ઊખડી જાય એવો ભય હતો. એ પરિસ્થિતિમાં ભારતની અસ્મિતાના પ્રતીકરૂપ એક મહાપુરુષ પ્રગટ્યા હતા. એ પુરુષ રાજા રામમોહન રૉય હતા. રવીન્દ્રનાથે પણ ૧૯૨૪માં ચીનમાં આપેલા એક વ્યાખ્યાનમા એ રામમોહન રૉયની અસરનો નિર્દેશ કર્યો છે. એમણે લખ્યું છે: "જે સમયે મારો જન્મ થયો એ સમયે આપણા દેશમા ત્રણ આંદોલનના પ્રવાહ વહેતા હતા. એમાનો એક પ્રવાહ ધાર્મિક હતો. એ પ્રવાહ વહેવડાવનાર રાજા રામમોહન રૉય વિરાટ પ્રતિભાના સ્વામી હતા. એમણે શરૂ કરેલો પ્રવાહ ક્રાંતિકારી હતો. આધ્યાત્મિક જીવનની જે સરવાણી બંધ થઈ ગઈ હતી તેને ફરીને ઉઘાડવાનું કર્તવ્ય તેમણે બજાવ્યું હતું."

એટલે રવીન્દ્રનાથના ઘડતરને પૂરું સમજવા માટે એ સમયના બંગાળના યુગપુરુષ રાજા રામમોહન રૉય વિશે આપણે જાણવું જોઈએ.

ભારતીય નવજાગૃતિના આદિ પુરુષ રાજા રામમોહન રૉયનો જન્મ ઈ. સ. ૧૭૭૨માં થયો હતો. એ સમયે બંગાળામાંથી મુસ્લિમ સત્તા નાશ પામી હતી અને ઈસ્ટ-ઇંડિયા કંપની હજી પોતાના પાયા પૂરા દૃઢ બનાવી શકી ન હતી. મુસ્લિમો, શીખો અને મરાઠાઓ વચ્ચે દેશના સંખ્યાબંધ ટુકડાઓ થયેલા હતા. ઈસ્ટ ઇન્ડિયા કંપની આ પરિસ્થિતિનો લાભ લઈને બ્રિટિશ સામ્રાજ્ય વિસ્તારવાનો પ્રયાસ કરી રહી હતી.

આ રાજકીય અંધેર તો હતું જ. પણ એનાથીયે વધુ ખતરનાક તો સાંસ્કૃતિક અંધેર હતું. ભારત પોતાના ભૂતકાળ સાથેનો સાતત્યમય સંબંધ જાળવી શક્યું ન હતું. ભારતનું ચિત્ત જડ બની ગયું હતું. જાણે ભારતનું યૌવન ક્ષીણ થઈ ગયું હતું.

આ પરિસ્થિતિમાં આવશ્યકતા એક એવા યુગપુરુષની હતી કે જે મતાંધતાના ઝ્યરાને સાફ કરીને ભારતની પરંપરાને ફરીને સાતત્ય

આપે. આ આવશ્યકતા રામમોહન રૉયે પૂરી કરી. રામમોહનના પ્રચંડ વ્યક્તિત્વની છાપ દેશના રાજકીય, સામાજિક, આર્થિક, ધાર્મિક, સાહિત્યિક અને સાંસ્કારિક જીવન ઉપર પડી.

એક વાત લક્ષમાં રાખવી જોઈએ કે, રામમોહન રૉય માત્ર પુરાણ-પ્રેમી ન હતા. ભૂતકાળમાં જે હતું તે બધું જ સારું હતું અને આજે પણ તે ચાલી શકે એવું એમનું મંતવ્ય ન હતું. એ તો પ્રાચીન પરંપરાને વહેતી કરીને નવી પરિસ્થિતિ અનુસાર તેને ઘાટ આપવા મથતા હતા.

એમના જમાનામાં જેવી દૃષ્ટિ કોઈ પાસે ન હતી એવી તેમની પાસે હતી બધા ધર્મનો સમન્વય થવો જોઈએ તેમ એ માનતા હતા. આવો સમન્વય રચવા માટે એમણે બધા ધર્મોના ગ્રંથો વાંચ્યા હતા. કુરાન મૂળમાં વાંચી શકાય એટલા માટે એમણે અરબી ભાષાનો અભ્યાસ કર્યો. એમણે બાયબલ ગ્રીક અને હિબ્રુ ભાષામાં વાંચી હતી. ધર્મશાસ્ત્રોનો તુલનાત્મક અભ્યાસ કરનાર એ સર્વ પ્રથમ વિદ્વાન હતા.

રામમોહન રૉય દેશવિદેશમાં ફર્યા હતા. એમણે એ સમયની દુનિયાના પ્રવાહો જોયા હતા. આ બધા અભ્યાસ અને અનુભવમાંથી બ્રાહ્મો સમાજની સ્થાપના કરી.

રામમોહન રૉયનું અવસાન ૧૮૩૩માં થયું. રવીન્દ્રનાથનો જન્મ ૧૮૬૧માં થયો. વચ્ચેનાં અઠ્ઠાવીસ વર્ષમાં ઘણી રચનાત્મક પ્રવૃત્તિ થઈ હતી. બંગાળમાં નવજીવનનો ધબકાર સંભળાતો હતો. ટાગોર કુટુંબ ઉપર તેની અસર હતી. રવીન્દ્રનાથના પિતામહ દ્વારકાનાથ ટાગોર (૧૭૯૪ થી ૧૮૪૬) પ્રતિભાવંત પુરુષ હતા. એ અમીરી જીવન જીવતા હતા. એ દેશવિદેશનો પ્રવાસ કરતા હતા. એમને રાજકુમાર દ્વારકાનાથનું બિરુદ લોકોએ આપ્યું હતું. તેમના પુત્ર અને રવીન્દ્રનાથના પિતા દેવેન્દ્રનાથનો જન્મ ઈ. સ. ૧૮૧૭ના મે માં થયો હતો. દેવેન્દ્ર-

નાથ ટાગોર રામમોહન રૉયના અનુયાયી હતા. રામમોહન રૉયના અવસાન પછી બ્રાહ્મો સમાજનું નેતૃત્વ એમના હાથમાં આવ્યું હતું.

દેવેન્દ્રનાથ રામમોહન રૉયે સ્થાપેલી એક શાળામાં ભણ્યા હતા. એ શાળામાં ભણતા હતા ત્યારે રાજા રામમોહન રૉયના પુત્ર રામપ્રસાદ રૉયની સાથે તેમને મૈત્રી થઈ. દર શનિવારે એ પોતાના મિત્ર સાથે એના ઘેર જતા. ત્યાં એ રાજા રામમોહન રૉયના પરિચયમાં આવ્યા. પરિણામે ઘણી નાની વયથી જ એ મૂર્તિપૂજાના વિરોધી બની ગયા હતા.

શાળાનો અભ્યાસ પૂરો કરીને દેવેન્દ્રનાથ હિંદુ કૉલેજમાં દાખલ થયા.

એ ૧૮ વર્ષના થયા ત્યારે એમને મોટા કરનાર એમનાં દાદીમાનું અવસાન થયું. એ પ્રસંગથી એમને ભારે આઘાત લાગ્યો. એમનું ચિત્ત આધ્યાત્મિક બની ગયું. એમણે બધા મોજશોખ છોડી દીધા.

આ પછી એમણે પશ્ચિમનાં દર્શનોનો અભ્યાસ કર્યો. પણ એમાંથી એમને સંતોષ મળ્યો નહીં. ત્યાં અકસ્માત એમના હાથમાં ઈશોપનિષદનું એક પાનું આવી ગયું. એ વાંચતાં એમની આંખ ઊઘડી ગઈ. પછી તો એમણે ઉપનિષદો અને વેદ વાંચવા માંડ્યાં. એમાંથી એમને ઘણી શાંતિ મળી.

પોતાને આ રીતે શાંતિ મળી તેથી તેમણે પોતાના મિત્રો અને સંબંધીઓને આમંત્રણ આપીને એક સભા બોલાવી. ૧૮૩૯માં મળેલી આ સભામાં 'તત્ત્વબોધિની સભા'ની સ્થાપના થઈ.

એ પછી એ બ્રાહ્મો સમાજમાં જોડાયા. રામમોહન રૉયના અવસાન પછી બ્રાહ્મો સમાજની અસર ઘટતી જતી હતી. દેવેન્દ્રનાથે ફરીને એ અસરની સ્થાપના કરી. બ્રાહ્મો સમાજના વિચારોનો પ્રચાર કરવા માટે એમણે 'તત્ત્વબોધિની' નામનું એક માસિક પણ શરૂ કર્યું. એમણે બધા ધર્મના લોકોને અનુકૂળ આવે એવી પ્રાર્થનાઓ તૈયાર કરી.

એમણે બિરભૂમ જિલ્લામાં બોલપુર મુકામે એક આશ્રમની સ્થાપના

કરી હતી એ આશ્રમના સ્થાન ઉપર જ રવીન્દ્રનાથે શાન્તિનિકેતનની સ્થાપના કરી છે

દેવેન્દ્રનાથને પ્રવાસનો ઘણો પ્રેમ હતો એ હિમાલયમા ખૂબ ફરતા આવા પિતાની રવીન્દ્રનાથ ઉપર ઘણી અસર પડી હતી એ અસરની નોંધ લેતા રવીન્દ્રનાથે લખ્યુ છે: "મારા પિતા બ્રાહ્મોસમાજ આંદોલનના એક મોટા નેતા હતા; તેમી નોધ લેતાં મને ઘણો જ ગર્વ થાય છે. એ આંદોલન માટે એમણે બહિષ્કાર અનુભવ્યો અને સામાજિક અપમાનો સહન કર્યા. હુ જે વાતાવરણમાં જન્મ્યો તે વાતાવરણ જૂનુ હતુ અને છતા નવા સ્વરૂપે આવતા હતા એવા વિચારો વ્યાપક હતા"

દેવેન્દ્રનાથ ટાગોરનું અવસાન ૧૯મી જાન્યુઆરી ૧૯૦૫ની દિવસે થયુ બગાળ અને ભારતમાં એમની પ્રતિષ્ઠા એવી મોટી હતી કે, તે મહર્ષિ કહેવાયા છે

ગુજરાત સાથે પણ એમનો સબંધ હતો ગુજરાતમાં ભોળાનાથ સારાભાઈએ શરૂ કરેલો પ્રાર્થનાસમાજ આંદોલનમા એ સક્રિય રસ લેતા એ પ્રાર્થનાસમાજના કાર્યક્રમ નિમિત્તે એ અમદાવાદ આવેલા પણ ખરા અને અહીં એમણે પ્રવચનો પણ આપ્યા હતા

[૨].

આ સમય બગાળી ભાષાના નવજાગરણના આરંભનો હતો માત્ર બગાળી જ નહીં પણ ભારતની ઘણી ભાષાઓમા એ સમયે નવજાગરણનો આરભ થયો હતો

રવીન્દ્રનાથ જન્મ્યા ત્યારે ગુજરાતમા નર્મદે તેની પ્રવૃત્તિ શરૂ કરી દીધી હતી રવીન્દ્રનાથ જન્મ્યા ત્યારે વિજ્ઞાનની દૃષ્ટિમા મૂળભૂત ક્રાંતિ કરનાર ડાર્વિનનો ઐતિહાસિક ગ્રંથ પ્રસિદ્ધ થઈ ગયો હતો.

કરી હતી એ આશ્રમના સ્થાન ઉપર જ
સ્થાપના કરી છે.

દેવેન્દ્રનાથને પ્રવાસનો ઘણો પ્રેમ હતો.
આવા પિતાની રવીન્દ્રનાથ ઉપર ઘણી અસ
નોંધ લેતા રવીન્દ્રનાથે લખ્યું છે: "મારા
લગ્નના એક મોટા નેતા હતા તેની નોંધ લે
છે. એ આંદોલન માટે એમણે બહિષ્કાર
અપમાનો સહન કર્યા. હું જે વાતાવરણમ
હતું અને છતા નવા સ્વરૂપે આવતા હતા

દેવેન્દ્રનાથ ટાગોરનું અવસાન ૧૯મી
થયું બંગાળ અને ભારતમાં એમની પ્રતિ
મહર્ષિ કહેવાયા છે.

ગુજરાત સાથે પણ એમનો સંબંધ
સારાભાઈએ શરૂ કરેલા પ્રાર્થનાસમાજ
લેતા એ પ્રાર્થનાસમાજના કાર્યક્રમ નિમિ
પણ ખરા અને અહીં એમણે પ્રવચનો

[૨]

આ સમય બંગાળી ભાષાના નવજ
માત્ર બંગાળી જ નહીં પણ ભારતની ઘ
નવજાગરણનો આરંભ થયો હતો.

રવીન્દ્રનાથ જન્મ્યા ત્યારે ગુજરાતમા
કરી દીધી હતી. રવીન્દ્રનાથ જન્મ્યા ત્યારે વિશ્વ
ક્રાંતિ કરનાર ડાર્વિનનો ઐતિહાસિક ગ્રંથ

પખી બન્નેને મળવાનુ થયુ વનનુ પખી કહે પિંજરાના પખીભાઈ!
ચાલોને વનમા જઈએ!'

શ્રીમત પરિવારના બાળકની સ્થિતિ આવી જ હોય રવીન્દ્રનાથને પણ બચપણમા પિંજરના પખીની જેમ રૂધાઈ રહેવુ પડતુ હતુ ત્યા એમનાથી કઈક મોટા કુટુબના બે બાળકો શાળામા જવા લાગ્યા શાળામા જઈને એ પાછા આવે ત્યારે માર્ગમા જે કઈ જોયુ હોય તેની વાત એ કરે એ વાતથી આકર્ષાઈને રવીન્દ્રનાથને પણ શાળામા દાખલ થવાની તીવ્ર ઉત્કઠા જાગી એમણે શાળામા જવાની હઠ લીધી. પરિણામે શાળામા દાખલ કરવામા આવ્યા

રવીન્દ્રનાથ શાળામાં દાખલ થયા એ પહેલાનુ એમનુ જીવન કેવુ હતુ તેનુ ચિત્ર એમણે પોતે પોતાની જીવનસ્મૃતિમા આપ્યુ છે.

બહાર જવાની તો છૂટ ન હતી ઘરની બારીમાં બેઠા બેઠા રવીન્દ્રનાથ બહારની દુનિયામાં શું ચાલે છે તે અત્યારે જોયા કરતા ઘરના આગણામા તળાવડી હતી એ તળાવડીમાં જે લોકો નાહવા આવતા તેને તે જોયા કરતા તળાવડીના કાઠે ઘેઘૂર વડલો હતો એકાગ્ર થઈને એ વડના સામે જોયા કરતા વર્ષાઋતુમા જ્યારે આકાશમા વાદળાઓની દોડાદોડી થતી ત્યારે તે મસ્ત બનીને તેને નીરખ્યા કરતા અને એ રૂના ગોટા જેવા વાદળાઓ સાથે કલાકો સુધી એ વાતો કર્યા કરતા એક દિવસ વરસાદ વરસતો હતો ત્યા એમના મોટા ભાઈ કવિકુલગુરુ કાળિદાસના મેઘદૂતમાથી શ્લોકો બોલતા હતા રવીન્દ્રનાથ સસ્કૃત ભાષા તો સમજતા ન હતા પણ આ શબ્દો-માથી જે કરુણ સગીત નીકળતુ હતુ તે એ એકધ્યાન બનીને સાભળતા હતા આ અનુભવને અતે એમણે જે પાઠ મોટી ઉમ્મરે તારવ્યો તે એમના જ શબ્દોમાં અહી આપીએ.

"જો બાળકોને બાળક તરીકે જ રહેવા દેવામાં આવે અને તેમની જિજ્ઞાસાવૃત્તિને સતોષવામા આવે તો બાળઉછેરનો પ્રશ્ન સાવ

છે. સત્તરમા શતકમાં રવીન્દ્રનાથના પૂર્વજો જેસોર છોડીને કલકત્તામાં આવ્યા. અત્યારે જ્યાં ફોર્ટ સેન્ટ વિલિયમ છે ત્યાં એ આવીને વસ્યા હતા. એ ત્યાં આવ્યા ત્યારથી તેમને લોકો ઠાકુર નામથી બોલાવવા લાગ્યા; કારણ કે એ બ્રાહ્મણ હતા. ઠાકુર એટલે માન આપવા લાયક માણસ આ ઠાકુરનું ટાગોર તો અંગ્રેજોએ કર્યું.

રવીન્દ્રનાથના એક પૂર્વજ જયરામ ઠાકુર હતા. ઇસ્ટ ઇન્ડિયા કંપની સાથે એમને સારો સંબંધ હતો. એ ઘણું ધન કમાયા. જયરામના પુત્ર નીલમણિ હતા. અત્યારે જ્યાં જોડાસાંકુમા રવીન્દ્રનાથનું મકાન છે એ જગ્યા નીલમણિએ ખરીદી હતી. નીલમણિના પૌત્ર પ્રિન્સ દ્વારકાનાથ ટાગોર હતા. એમના પૌત્ર રવીન્દ્રનાથ હતા. મોસાળ પક્ષે રાજા રામમોહન રોય હતા.

આવા પરિવારમાં પ્રતિભા વિકસે એ સ્વાભાવિક છે. એ પરિવારમાં કેટકેટલા પ્રતિભાવંત મહાજનો થઈ ગયા એ જુઓ. રવીન્દ્રનાથના સૌથી મોટા ભાઈ દ્વિજેન્દ્રનાથ ટાગોર જન્મજાત કવિ અને તત્ત્વજ્ઞ હતા. બીજા ભાઈ સત્યેન્દ્રનાથ ભારતના પહેલા સનંદી અમલદાર (આઈ. સી. એસ.) હતા ત્રીજા ભાઈ જ્યોતીન્દ્રનાથ પ્રથમ પંક્તિના કલાકાર હતા. એમનાં એક બહેન લેખિકા હતા અને એમણે એક માસિકનું સંચાલન પણ કર્યું હતું. એમના પિતરાઈઓ ગગનેન્દ્રનાથ અને અવિન્દ્રનાથ ચિત્રકળાના ક્ષેત્રે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામ્યા હતા.

રવીન્દ્રનાથનું બાળપણ કેવું હતું ? એ બાળપણનું ચિત્ર રવીન્દ્રનાથે પછીથી એમના એક કાવ્યમાં આલેખ્યું છે. એમણે લખ્યું છે :

'ખાચાર પાખી છિલ' સોનાર ખાચાટિતે
બનેર પાખીર છિલ બને
એકદા કિ કોરિયા મિલન હૈ'લ દોહે
કિ છિલ વિધાતાર મ'ને.

'એક દિ' વિધાતાને કરવું હતું ને પિંજરનાં પંખી અને વનનાં

પંખી બન્નેને મળવાનું થયું. વનનું પંખી કહે: પિંજરાના પંખીભાઈ! ચાલોને વનમાં જઈએ!'

શ્રીમંત પરિવારના બાળકની સ્થિતિ આવી જ હોય. રવીન્દ્રનાથને પણ બચપણમાં પિંજરના પંખીની જેમ રૂંધાઈ રહેવું પડતું હતું. ત્યાં એમનાથી કંઈક મોટા કુટુંબનાં બે બાળકો શાળામાં જવા લાગ્યાં. શાળામાં જઈને એ પાછા આવે ત્યારે માર્ગમાં જે કંઈ જોયું હોય તેની વાત એ કરે. એ વાતથી આકર્ષાઈને રવીન્દ્રનાથને પણ શાળામાં દાખલ થવાની તીવ્ર ઉત્કંઠા જાગી. એમણે શાળામાં જવાની હઠ લીધી. પરિણામે શાળામાં દાખલ કરવામાં આવ્યા.

રવીન્દ્રનાથ શાળામાં દાખલ થયા એ પહેલાંનું એમનું જીવન કેવું હતું તેનું ચિત્ર એમણે પોતે પોતાની જીવનસ્મૃતિમાં આપ્યું છે:

બહાર જવાની તો છૂટ ન હતી. ઘરની બારીમાં બેઠા બેઠા રવીન્દ્રનાથ બહારની દુનિયામાં શું ચાલે છે તે અત્યારે જોયા કરતો. ઘરના આંગણામાં તળાવડી હતી. એ તળાવડીમાં જે લોકો નાહવા આવતા તેને તે જોયા કરતા. તળાવડીના કાંઠે ઘેઘૂર વડલો હતો. એકાગ્ર થઈને એ વડલા સામે જોયા કરતા. વર્ષાઋતુમાં જ્યારે આકાશમાં વાદળાંઓની દોડાદોડી થતી ત્યારે તે મસ્ત બનીને તેને નીરખ્યા કરતાં અને એ રૂના ગોટા જેવાં વાદળાંઓ સાથે કલાકો સુધી એ વાતો કર્યા કરતા. એક દિવસ વરસાદ વરસતો હતો ત્યાં એમના મોટા ભાઈ કવિકુલગુરુ કાળિદાસના મેઘદૂતમાંથી શ્લોકો બોલતા હતા. રવીન્દ્રનાથ સંસ્કૃત ભાષા તો સમજતા ન હતા. પણ આ શબ્દોમાંથી જે કરુણ સંગીત નીકળતું હતું તે એ એકધ્યાને બનીને સાંભળતા હતા. આ અનુભવને અંતે એમણે જે પાઠ મોટી ઉમ્મરે તારવ્યો તે એમના જ શબ્દોમાં અહીં આપીએ:

"જો બાળકોને બાળક તરીકે જ રહેવા દેવામાં આવે અને તેમની જિજ્ઞાસાવૃત્તિને સંતોષવામાં આવે તો બાળઉછેરનો પ્રશ્ન સાવ

સહેલો બની જાય છે. મુશ્કેલી તો ત્યારે જ ઊભી થાય જ્યારે એમને સરકસનાં પશુઓની પેઠે તાલીમ આપવાનો પ્રયત્ન કરવામાં આવે."

આવા વાતાવરણમાંથી છૂટવા રવીન્દ્રનાથે શાળામાં દાખલ થવાની હઠ લીધી અને પરિણામે શાળામાં દાખલ કરવામાં આવ્યા હતા. એ રીતે એમને સૌથી પહેલાં ઓરિએન્ટલ સેમીનેરીમાં દાખલ કરવામાં આવ્યા હતા. ઓરિએન્ટલ સેમીનેરીમાં જે કડક વાતાવરણ હતું તેનાથી રવીન્દ્રનાથ થોડા જ સમયમા ત્રાસી ગયા. એ અનુભવને પરિણામે એમને શાળામાં ભણવા સામે નફરત જન્મી.

ઓરિએન્ટલ સેમીનેરી છોડીને રવીન્દ્રનાથ સ્કૂલમાં ગયા. ત્યારે પણ તેમની ઉમ્મર ઘણી નાની હતી. અહીં એમને વળી એક નવા પ્રકારની મુશ્કેલી સામે આવી. અહીં અંગ્રેજીનું વર્ચસ્વ હતું. અંગ્રેજી કવિતાઓ ગાવાની હતી. સમજ્યા વગર જ્યારે બાળકો અંગ્રેજી કવિતા ગાય ત્યારે જે અપભ્રંશ ભાષા જન્મે, તેનું એક દૃષ્ટાંત રવીન્દ્રનાથને મોટી ઉમ્મરે પણ યાદ રહી ગયું હતું. એ યાદ રહેલી પંક્તિઓ નીચે પ્રમાણે હતી :

કલોકિ પૂલોકી સિંગલ
મેલાલિં મેલાલિં મેલાલિં.

આ પંક્તિઓનો અર્થ બેસાડવાનો એમણે મોટી વયે ભારે પ્રયાસ કર્યો હતો. તેમાં "કલોકિ"નો અર્થ તો એ બેસાડી જ ન શક્યા. બાકીના ભાગનો અર્થ તેમણે બેસાડ્યો હતો.

આ નોરમલ સ્કૂલ પણ એમને અનુકૂળ લાગી નહીં. ત્યાંના વિદ્યાર્થીઓ અણઘડ અને અસંસ્કારી હતા. ત્યાંના શિક્ષકો પણ સંસ્કારી ન હતા. શાળામાંથી એ ઘેર આવે ત્યાં વળી જાતજાતના શિક્ષકો ભણાવવા આવતા. સવારમાં ઊઠતાવેંત એક કાણો મલ્લ એમને કુસ્તી શીખવવા આવતો. પછી છથી સાડાનવ સુધી શાળાનો શિક્ષક તેમને ભણાવતો. ગણિત, સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયો તે શીખવતો.

પછી શાળામાં જવાનું. શાળામાંથી આવ્યા પછી અઘોરનાથ નામના એક શિક્ષક તેમને અંગ્રેજી શીખવવા આવે. કોઈ કોઈ દિવસ વિજ્ઞાન શીખવવાનું હોય. હેરમ્બ નામના એક પંડિત તેમને સંસ્કૃત વ્યાકરણ શીખવે એ પછી ઘરના નોકરો અને મોટેરાઓ રામાયણ અને મહાભારતની વાતો કહે.

આમાંથી કેટલીક પ્રવૃત્તિ તો રવીન્દ્રનાથને રુચે એવી હતી, પણ ઘણીખરી પ્રવૃત્તિમાં એમને રસ પડતો નહિ. એ પોતાના અભ્યાસમાં જરીયે ધ્યાન આપતા નહીં. પોતાના એક ભાઈની પ્રેરણાથી એ કવિતા લખતા. એ કવિતાઓ એ બીજા ભાઈને વંચાવતા.

શાળામાં ભણતા હોય ત્યારે પણ એમનુ ધ્યાન તો કુદરત તરફ જ રહે. એમને વ્યાકરણ કે શબ્દો કોઈ ગોખાવે તો એ ક્યાંથી ગમે? એમણે પોતાની જીવનસ્મૃતિમાં આવા એક પ્રસગનું આલેખન સરસ રીતે કર્યું છે :

"સાંજ પડી છે. વરસાદની ધારાઓ ભાલાની પેઠે પૃથ્વી ઉપર વરસે છે. શેરીઓમા ઘૂંટણ સુધી પાણી આવી ગયાં. બાગની અંદરનું તળાવ છલકાઈ ગયુ છે. વધારાનુ પાણી બાગમા ભરાયું છે બાગનાં ઘટાદાર વૃક્ષો પાણી વચ્ચેથી મસ્તક ઊંચાં કરીને ઊભા છે. આ આનંદમય સાંજના વખતે અમારુ જીવન કદમ્બના ફૂલની જેમ મહમહી રહ્યુ છે. અમે ઓસરીમા બેઠા બેઠા ગલી તરફ નજર નાખી રહ્યા છીએ, ત્યા અકસ્માત એક મોટા ધબકારા સાથે હૃદય જાણે મૂર્છિત થઈ જાય છે. આવી ઋતુમા પણ પેલી છત્રી-જાણીતી કાળી છત્રી-ગલીનો ખૂણો વળીને અમારા ઘર તરફ ચાલી આવે છે. એ બીજુ કોઈ તો નહીં હોય? નહીં જ. આ વિશાળ દુનિયામાં બીજા ખૂણાઓમાં આટલા નિયમિત બીજા માણસો હશે, પણ અમારી શેરીમાં તો અઘોરનાથ એકલા જ હતા."

આમ રવીન્દ્રનાથનું ચિત્ત અભ્યાસમાં ચોટતું ન હતું.

ત્યાં કલકત્તામાં કાળો તાવ ફાટી નીકળ્યો. પરિણામે રવીન્દ્રનાથના કુટુંબને ગંગાના કિનારે પોતાની જમીનદારીના મકાનમાં જવાનું થયું. કલકત્તાના ઘરથી બહાર આટલે દૂર જવાનો એમના માટે આ પહેલો પ્રસંગ હતો.

ગંગાનો પટ સાગર જેવો લાગતો હતો.

તેમાં હજારો હોડીઓ તરતી હતી!

ગંગાકિનારે આવેલા પોતાના મકાનની પરસાળમાં ખુરશી નાખીને રવીન્દ્રનાથ બેસી રહેતા. ગંગાના ભરતી-ઓટ, હવાને લીધે ફરફરાટ ઊડતા હોડીઓના સઢ, નદીકિનારે આવેલાં વૃક્ષોની છાયા, ગંગામાં પડતાં સંધ્યાનાં લાલઘેરાં પ્રતિબિંબ, શરદ્ઋતુની ચાંદની, વર્ષાઋતુનો વરસાદ, ગાંડા પૂર...આ બધું જોઈને રવીન્દ્રનાથ જાણે કોઈ રહસ્યમય પ્રદેશમાં અનંત આનંદનો અનુભવ કરતા.

એમને કુદરતમય ગ્રામપ્રદેશમાં ફરવાનું બહુ મન થતું. પણ ઘર બહાર જવાની મનાઈ હતી એ પરિસ્થિતિ વિશે એમણે જીવનસ્મૃતિમાં નોંધ લેતાં લખ્યું છે કે : " અમે બહાર તો નીકળ્યા હતા પણ સ્વતંત્ર રીતે નહીં, મુક્તપણે વિહરવા માટે નહીં. અમે પિંજરમાં પુરાયેલા હતા, પાંજરાની કાંઠી ઉપર ઊભા હતા. પણ પગમાં તો હજુયે સાંકળ પડી હતી."

આ પહેલાં રવીન્દ્રનાથના કાવ્યસર્જનનો આરંભ તો થઈ જ ગયો હતો. ત્યારે એમની વય આઠ વર્ષ કરતાં વધારે ન હતી.

રવીન્દ્રનાથનો એક ભાણેજ હતો. તેનું નામ જ્યોતિ હતું. વયે તે રવીન્દ્રનાથ કરતાં મોટો હતો. તે અંગ્રેજી ભણતો હતો. રવીન્દ્રનાથ પાસે એ ઘણીવાર હેમ્લેટ નામના એક અંગ્રેજી નાટકમાંથી કવિતા વાંચી સંભળાવતો. એના મનમાં કેમ જાણે તુક્કો જાગ્યો. રવીન્દ્રનાથ પાસે કવિતા કરાવવાનો એ તુક્કો હતો. એક દિવસ તેણે રવીન્દ્રનાથને

પોતાની ઓરડીમાં બોલાવ્યા. તેણે તેમને ચૌદ પદના એક રાગનું બંધારણ સમજાવ્યું. એ પછી એવા રાગમાં કવિતા કરવાનું એણે એમને સૂચવ્યું.

રવીન્દ્રનાથે આ પહેલાં કાવ્યપુસ્તકોમાં કવિતાઓ જોઈ હતી. પણ એ કવિતાઓમાં ક્યાંય શ્રમ પડ્યો હોય એવું એમને લાગ્યું ન હતું. પોતે કવિતા રચી શકે એવો ખ્યાલ પણ એમને આવ્યો ન હતો.

ત્યાં એક દિવસ એમના ઘરમાં એક ચોર આવ્યો. એ ચોર પકડાઈ ગયો. એને જોવા જતાં મનમાં ભય લાગતો હતો. પણ જોવાની જિજ્ઞાસા બળવાન હતી. આખરે એમણે એ ચોરને જોવાનું સાહસ કર્યું, પણ જોવા ગયા ત્યાં તો ચોર માણસ જેવો માણસ લાગતો હતો. તે ચોર તરફ દરવાને કડક વર્તન બતાવ્યું તેથી રવીન્દ્રનાથને ભારે દુઃખ થયું.

એમણે જીવનસ્મૃતિમાં નોંધ્યું છે કે, કવિતા વિશેનો એમનો અનુભવ એવો જ હતો. પહેલાં તો એમણે પોતાને યોગ્ય લાગે એ રીતે કેટલાક શબ્દો ગોઠવ્યા. એ રાગમાં ગોઠવાઈ ગયા ત્યારે એમને થયું કે આમ બળપૂર્વક શબ્દોને ગોઠવવાનો કશો અર્થ નથી.

પહેલો અનુભવ આવો થયો તોપણ પ્રયત્ન છોડ્યો નહીં. એમણે એક નોંધપોથી મેળવી. તેમાં પેન્સિલથી લીટીઓ આંકી. પછી મોટા મોટા અક્ષરે તેમાં તેમણે કવિતાઓ લખવા માંડી. આ કવિતાઓ સંભળાવવા માટે એમને સાંભળનારાઓની જરૂર પડે, પણ તે સાંભળનારા મેળવવા માટે જેટલો પ્રયત્ન કરે તેથી ઘણો વધુ પ્રયત્ન તો તેમના મોટા ભાઈ જ્યોતીન્દ્રનાથ કરતા હતા.

એક દિવસ આવી રીતે કવિતા સંભળાવીને પાછા ફરતા હતા ત્યાં નવગોપાલ મિત્ર નામના એક તંત્રી ત્યાં આવી ચડ્યા. જ્યોતીન્દ્રનાથે એમને રવીન્દ્રનાથની કવિતા વાંચવાનો આગ્રહ કર્યો. રવીન્દ્રનાથે

એમને કવિતા ગાઈ સંભળાવી પણ એમને એ કવિતા ખાસ રસપ્રદ લાગી નહીં.

બાર વર્ષની વયે રવીન્દ્રનાથને યજ્ઞોપવિત આપવામાં આવ્યું. એ જ વરસે એમણે "પૃથ્વીરાજ પરાજય" નામનું એક નાટક લખ્યું. એ નાટકની હસ્તપ્રત મળી નથી.

અત્યાર સુધી રવીન્દ્રનાથને જે બંધનમાં રહેવું પડ્યું હતું તેનાથી કંઈક જુદો અનુભવ હવે તેમને થવાનો હતો. બંધનમાંથી મુક્ત થઈને સ્વતંત્ર રીતે વિહરવાની તક તેમને મળવાની હતી.

[ ૩ ]

એક દિવસ મહર્ષિ દેવેન્દ્રનાથે રવીન્દ્રનાથને પોતાની પાસે બોલાવ્યા. બોલાવીને એમણે પૂછ્યું: "હું હિમાલયની યાત્રાએ જવાનો છું. તને મારી સાથે આવવાનું ગમશે?"

પ્રશ્ન સાંભળીને રવીન્દ્રનાથના આનંદનો પાર ન રહ્યો. એમણે તરત જ સંમતિ આપી દીધી. બંગાળ એકેડમીના શુષ્ક વાતાવરણમાંથી છૂટીને નગાધિરાજ હિમાલયના મુક્ત સુંદર વાતાવરણમાં જવાનું કોને ન ગમે?

જવાનો દિવસ આવી ગયો. મહર્ષિ દેવેન્દ્રનાથે સૌ કુટુંબીજનોને એકઠાં કર્યાં. પ્રાર્થના કરી. પછી એ ગાડીમાં બેઠા.

આ પ્રવાસ માટે રવીન્દ્રનાથે ખાસ કપડાં તૈયાર કરાવ્યાં હતાં. આ પહેલાં એમણે ટોપી પહેરેલી નહીં પણ યજ્ઞોપવિત અપાયું હતું તેથી માથે મુંડન કરાવવામાં આવ્યું હતું. વળી પ્રવાસ દરમિયાન બહાર ફરવાનું હતું. એટલે એમને માટે ખાસ જરી ભરેલી મખમલની ટોપી

બનાવવામાં આવી હતી. માથામાં વાળ બહુ ઝીણા હતા. તેથી એ ટોપી ચોંટી જતી. રવીન્દ્રનાથને એ પહેરવાનું ગમતું નહીં, તોપણ અનિચ્છાએ પિતાજીની આજ્ઞાને લીધે એ પહેરતા.

પ્રવાસમાં પહેલો મુકામ બોલપુર મુકામે થયો. સાંજે એ બોલપુર પહોંચ્યા હતા. ત્યાંથી પાલખીમાં બેસીને પિતા-પુત્ર આજના શાંતિનિકેતનના સ્થળે ગયા હતા.

રવીન્દ્રનાથ નાના હતા તોપણ એમના હરવાફરવા ઉપર એમના પિતાએ અંકુશ મૂક્યો ન હતો રવીન્દ્રનાથ આસપાસ ફરતા અને સુંદર લાલ પથરા વીણી વીણીને લાવતા. એ પથરા જ્યારે પિતાજીને આપતા ત્યારે પિતાજી એમને ઉત્સાહ આપતા. કહેતા, કે, "આ તો બહુ સુંદર છે, તું આવા પથરાથી મારા પહાડને શણગારજે"

પ્રવાસ દરમિયાન પિતા રવીન્દ્રનાથની કેળવણી ઉપર પણ લક્ષ આપતા. એ તેમને થોડા પૈસા આપી મૂકતા અને તેનો હિસાબ રાખવાનુ તેને કહેતા. પોતાની નાની સોનાની ઘડિયાળને ચાવી આપવાનું પણ તેમણે રવીન્દ્રનાથને સોંપ્યું હતું. એમ કરતાં એ ઘડિયાળ બગડી જાય એવો ભય એ રાખતા નહીં. આ રીતે એમને જવાબદારી સોંપાતી તેથી તેમને ઘણો સંતોષ હતો. પોતાની જીવનસ્મૃતિમાં આના વિષે લખ્યું છે કે, "ઘેર તો હું સાવ નકામો છોકરો ગણાતો, હતો. અહીં જ્યારે મને અગત્યના કામો સોંપવામાં આવ્યાં ત્યારે મેં ગૌરવ અનુભવ્યું."

ક્યાં શાળાનું શુષ્ક વાતાવરણ અને ક્યાં આ પ્રકૃતિરમ્ય શાંતિ! રવીન્દ્રનાથને જો શાળામાં કાવ્ય સ્ફુરતા હતા તો આ વાતાવરણમાં ઘણા વધુ સ્ફુરે એ સ્વાભાવિક છે. ઘેર કાવ્યો લખવા માટે ઢંગધડા વગરની નોટ હતી તો અહીં નવી નોટ હતી.

રવીન્દ્રનાથે સાંભળ્યું હતું કે વૃક્ષની નીચે બેસીને ક્ષિતિજમાં સ્થિર નજર રાખીને કવિઓ કાવ્ય રચે છે. એટલે એ પણ એ પ્રમાણે બેસી-

જતા. આ રીતે એમણે "પૃથ્વીરાજ પરાજય" નામનું કાવ્ય લખ્યું.

બોલપુરથી અલાહાબાદ, કાનપુર વગેરે સ્થળે થઈ પિતા પુત્ર અમૃતસર પહોંચ્યા અમૃતસરમાં એમણે શીખોનું સુવર્ણમંદિર જોયું. એનાથી એ ખૂબ આકર્ષાયા. એ સમયે એમના મન ઉપર જે છાપ પડી હતી એમાથી સમર્પણની કથાઓમાની શીખોની બલિદાન કથાઓ રચાઈ હતી.

પિતા પુત્ર અમૃતસરમા એક આખો મહિનો રહ્યા. એ જ્યારે પ્રાર્થના કરવા બેસતા ત્યારે પિતા રવીન્દ્રનાથ પાસે એમનાં જ રચેલાં ભક્તિ–ગીતો ગવડાવતા. એ રીતે રવીન્દ્રનાથમા જે કાવ્ય અને સંગીતની શક્તિ પડી હતી તે બહાર લાવતા.

આ વખતે એક દિવસ રવીન્દ્રનાથે એક સુંદર કાવ્ય લખ્યું હતું. એ કાવ્ય સાભળીને પિતા દેવેન્દ્રનાથે કહ્યું: "જો આ દેશના રાજા બંગાળી જાણતા હોત અને એ આ ગીત સાભળત તો તેમણે તને ઘણું મોટુ પારિતોષિક આપ્યુ હોત પણ એવી પરિસ્થિતિ નથી એટલે મારે તને ઇનામ આપવું જોઈએ" આમ કહીને રવીન્દ્રનાથને પાચસો રૂપિયાનુ ઇનામ આપ્યુ.

અમૃતસર છોડીને પિતા પુત્ર હિમાલય ઉપર ગયા. હિમાલયના પ્રથમ દર્શનથી રવીન્દ્રનાથ મુગ્ધ થઈ ગયા હિમાલયના ઉન્નત ગિરિશૃંગો, વૃક્ષરાજીથી ઢંકાયેલી તેની ટેકરીઓ ઉપરથી વહેતાં ઝરણાઓ: આ બધુ એકત્ર મળીને એક અવનવુ સૌન્દર્ય રચતાં હતાં.

રોજ રોજ પિતા-પુત્ર હિમાલયમાં ઊંચે ને ઊંચે ચડતા જતા હતા એ ઝંપાનમાં બેસીને પ્રવાસ કરતા હતા. ઝંપાન એટલે એક પ્રકારની ડોળી. રોજ સવારે નાસ્તો કરીને એ પ્રવાસ આરંભતા. સંધ્યા થાય ત્યાં સુધી ચાલતો. એ પછી જ્યાં ઉતારો હોય ત્યા ખુરસી ઢાળીને એ પ્રકૃતિ–સૌન્દર્ય માણતા.

પ્રવાસ દરમિયાન વહેલી પરોઢે પિતા રવીન્દ્રનાથને સંસ્કૃત શીખવતા એ પછી દૂધ પીવાનુ આવતુ રવીન્દ્રનાથને દૂધ પહેલેથી જ ભાવતુ નહીં પણ પિતાનો આગ્રહ હતો એટને દૂધ પીવુ પડતુ તોયે નોકરને શીખવી રાખ્યુ હતુ કે, ખૂબ ફીણ ચઢાવીને દૂધનો પ્યાલો ભરે એ રીતે એમને ઓછુ દૂધ પીવુ પડતુ

દસેક વાગે અંગ્રેજી શીખવાતુ આવે પછી ઠંડા પાણીએ નાહવાનુ હિમાલયની આવી ઠંડીમા પણ પિતા રવીન્દ્રનાથને ઠંડા પાણીએ નવરાવતા હતા

ચાર મહિના હિમાલયમા ગાળીને રવીન્દ્રનાથ ઘેર આવ્યા

[૪]

ચાર મહિના સુધી રવીન્દ્રનાથ બહાર રહ્યા હતા તેથી ઘરમા તેમનુ માન વધી ગયુ હતુ કવિ લેખે પણ એમનુ સ્થાન ચોક્કસ બની ગયુ હતુ વળી એ ઘેર આવ્યા ત્યારે ઘરમા એક નવી વ્યક્તિ આવી હતી એ એમના સૌથી નાના ભાભી હતાં આ નાના ભાભી એમની કવિતાએ ની કદર કરનારાઓમા સૌથી વધુ આગળ પડતા હતા

ઘરનુ વાતાવરણ તો અનુકૂળ હતુ પણ શાળામાં જવાનો હાઉ તો ઊભો જ હતો બંગાળ એકેડેમીમાં રવીન્દ્રનાથ ભણવા માગતા ન હતા એટલે એમને સેંટ ઝેવિયર્સની શાળામા દાખલ કરવામા આવ્યા પણ ત્યા તેમને ફાવ્યુ નહીં.

આનો અર્થ એ નથી કે રવીન્દ્રનાથને ભણવાનું ગમતુ નહેતુ ભણવાનુ તો એમને બહુ ગમતુ હતું. પણ શાળાના સૂકા વાતાવરણમાં એમને ફાવતું નહીં

પછી એમને માટે ઘેર શિક્ષણ આપવાનો પ્રબંધ થયો. ઘેર ભણાવતા શિક્ષકોમાંથી એકને રવીન્દ્રનાથનો સ્વભાવ બરોબર સમજાઈ ગયો હતો. તેણે રવીન્દ્રનાથને મહાન અંગ્રેજ કવિ શેક્સપિયરનું "મેકબેથ" નામનું નાટક આપીને તેનું બંગાળીમાં ભાષાંતર કરવાનું સૂચવ્યું. તેર વર્ષના રવીન્દ્રનાથે તેનું ઘણું સરસ ભાષાંતર કર્યું.

એ પછીના વર્ષે માઘ મેળામાં તેમણે સ્વદેશ ભક્તિથી નીતરતું એક કાવ્ય ગાયું. આ કાવ્ય કલકત્તાના "અમૃત બજાર પત્રિકા" નામના એક દૈનિક પત્રમાં "હિંદુ મેળાનો ઉપહાર" એવા શીર્ષકથી છપાયું. "અમૃત બજાર પત્રિકા" હજી પણ બહાર પડે છે, પણ તે માત્ર અંગ્રેજી ભાષામાં છપાય છે. આપણે જે સમયની વાત કરીએ છીએ એ સમયે તો એ વર્તમાન પત્ર બંગાળી અને હિંદી એમ બંને ભાષામાં છપાતું હતું. રવીન્દ્રનાથનું આ રીતે છપાયેલું આ પ્રથમ કાવ્ય હતું. ૧૮૭૫ના ફેબ્રુઆરીની ૨૫ મી તારીખે એ છપાયું હતું.

આ પછી થોડા જ સમયે રવીન્દ્રનાથની માતાનું અવસાન થયું. પોતાની માતા વિશે લખતાં રવીન્દ્રનાથે એમનું સરસ રેખાચિત્ર દોર્યું છે. એમણે લખ્યું છે કે:

"આ પહેલાં મેં મૃત્યુને ક્યારેય પ્રત્યક્ષ જોયું ન હતું.

માતાનું મૃત્યુ થયું ત્યારે હું ખૂબ નાનો હતો. માતા લાંબા સમયથી બીમાર હતી. પણ તેના જીવનનો અંત નજીક છે તેની મને જાણ ન હતી. જે ઓરડામાં અમે સૂતા હતા તે ઓરડામાં જ જુદી પથારીમાં મા સૂતી હતી.

એક વાર મા બીમાર હતી ત્યારે તેને ફેરવવા માટે હોડીમાં લઈ ગયા હતા. ત્યાંથી પાછા ફર્યા, પછી તેને ત્રીજે માળે રાખવામાં આવી છે. જે રાત્રે તેનું મૃત્યુ થયું તે રાત્રે કેટલો સમય થયો હશે. તેની મને ખબર નથી. એક જૂની દાસીએ અમારા ઓરડામાં આવીને

કહ્યું : તમારું સર્વસ્વ ગયું. ભાણીરાણી દાસીને ધમકાવીને બીજા ઓરડામાં લઈ ગઈ. અમારા ઉપર આ બનાવની ખરાબ અસર ન પડે એ માટે એણે તેમ કર્યું હતું. હું પથારીમા બેસી રહ્યો હતો. મારું હૃદય ત્યારે ખિન્ન થયું હતું. પરંતુ શું થયું છે એ હું સમજી શક્યો ન હતો. સવારે ઊઠીને માતાના મૃત્યુના ખબર જાણ્યા પણ એ વાતનો હું પૂરો અર્થ ન કરી શક્યો. પરસાળમાં જઈને મે જોયું કે, માતાનું સજાવટ કરેલુ શરીર આગણાની ખાટ પર સુવાડેલુ છે. મૃત્યુ ભયંકર હોય છે એમ હું જાણતો હતો પણ માતાના શરીર પર એનું કોઈ પ્રમાણ હતું નહીં. એ દિવસે પ્રભાતના પ્રકાશમાં મેં માતાનું જે રૂપ જોયું તે તો સુખશયન જેવું શાંત હતું.

જે ખોટની કદી પૂર્તિ થઈ શકતી નથી, જે વિચ્છેદનો કોઈ પ્રતિકાર થઈ શકતો નથી એને ભૂલી જવાની શક્તિ તે પ્રાણશક્તિનું પ્રધાન તત્ત્વ છે. નાનપણમાં આ પ્રાણશક્તિ વધુ પ્રબળ હોય છે. ત્યારે કોઈ પણ આઘાત લાંબો સમય ટકતો નથી. એવી જ રીતે આ આઘાતની કાલિમા છાયાની જેમ એક દિવસ ચાલી ગઈ થોડા મોટા થયા પછી સુંદર પત્રો કે પુષ્પો મારા કપાળ પર લગાડતો ત્યારે એ લલાટપર ફૂલોથી કોમળ એવી મારી માની ફરતી આંગળીઓનું સ્મરણ જાગી જતું."

આ પછી તો રવીન્દ્રનાથનાં ઘણાં કાવ્યો રચાવા લાગ્યાં. તેમાં પ્રાચીન વૈષ્ણવ કવિઓની શૈલીએ રચાતાં એમનાં કાવ્યો "ભારતી" નામના માસિકમાં ભાનુસિંહ એવા નામથી છપાતા હતાં. સાચે જ જાણે કોઈ પ્રાચીન કવિનાં એ કાવ્યો છે એમ મનાતું થઈ ગયું હતું. ત્યારે જર્મનીમાં નિશીકાંત ચટ્ટોપાધ્યાય નામના એક વિદ્યાર્થી ભણતા હતા. તેમણે એક ઊંચી પદવી માટે એક મહાનિબંધ તૈયાર કર્યો હતો. તેમાં તેમણે કહ્યું હતું કે, પ્રાચીન પદોના કવિ લેખે ભાનુસિંહનું સ્થાન

ગું મહત્ત્વનું છે આ નામે રવીન્દ્રનાથે કાવ્યો લખ્યાં હતાં એ વાત એ પછી ઘણા વખતે જાહેર થઈ

ભાવ્ય સિવાય બીજું પણ કેટલુંક રવીન્દ્રનાથ લખતા થયા હતા મણે ભિખારિણી ' નામની એક ટૂંકી વાર્તા લખી હતી કવિ કાહિની " નામની એક લાંબી કવિતા એમણે લખી હતી એક નકથા લખવાનો આરંભ પણ તેમણે કર્યો હતો બીજું પણ કેટલુંક મણે આ સમયે લખ્યું હતું

આમ રવીન્દ્રનાથ સોળ વર્ષના થયા પછી એમને મોટા ધારાસ્ત્રી બનાવવા માટે અભ્યાસ કરવા ઇંગ્લંડ મોકલવા એવું ઠરાવવામા ાન્યું ઇંગ્લંડ જવા પહેલાં અંગ્રેજી રીતભાત સમજવા માટે તેમના ાગ ભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર પાસે તેમને મોકલવામાં આવ્યા

[ ૫ ]

રવીન્દ્રનાથે પોતાના જીવનના ઉત્તરાર્ધમાં છેલેબેલા " (મારું ાચપણું) નામનું એક પુસ્તક લખ્યું હતું એ પુસ્તકમાં એમણે નીચે માણે લખ્યું છે

ક્યારેક ક્યારેક અમારા આગણામાં વડના વૃક્ષ ઉપર સામાન્ય ીતે કલકત્તામાં ન દેખાતાં કેટલાંક પક્ષીઓ માળો બનાવતાં, પણ હું એમની સાથે પરિચય કરું તે પહેલાં તો તે ઊડી જતાં એમની સાથે મારો પરિચય ઘણો થોડો થતો, તોપણ દૂર દૂરના પોતાના પ્રાંતોમાંથી જે અપરિચિત સુંદર સંગીત એ લાવતાં એ મારા કાનોમાં ગુંજતું રહેતું જિંદગીની સફરમાં પણ આવી જ રીતે કોઈ અજાણ્યા ખંડમાંથી કોઈ દેવદૂત આવીને પોતાની દિવ્ય આભાથી આપણા અંતરને પ્રકાશિત

કરી દે છે. આપણા પોતાના આત્માનો જ અવાજ એ આપણને સંભળાવે છે અને આપણા હૃદયના નિધિને સમૃદ્ધ બનાવે છે. એ આવે છે બોલાવ્યા વિના અને જ્યારે આપણે મન અને પ્રાણથી પોકારીને તેને બોલાવીએ છીએ ત્યારે તે અદૃશ્ય થઈ જાય છે. તોપણ એ ગાય છે ત્યારે આપણા જીવનમા એક મધુર સ્નિગ્ધ સુવાસ ભરી જાય છે. આપણા મનપ્રાણમા એ એક એવુ સંગીત ફૂંકી જાય છે કે જેને પરિણામે હમેશાં આપણા દિવસ અને રાત આંતરિક આનંદથી ભરેલાં રહે છે."

જેની સ્મૃતિમા આ વચનો લખાયા છે એ રવીન્દ્રનાથને તો, એ લખાયું એ પહેલાં લગભગ સાઠ વરસ પહેલાં પોતે જ્યારે સોળ સત્તર વર્ષના હતા ત્યારે મળેલી એક યુવતી હતી. આટલા લાંબા સમય પછી પણ કવિના હૃદયમાં આવા મધુર કોમળ ભાવ જે જાગૃત કરી શકી એ કિશોરી નિ:સંદેહ અદ્ભુત હશે.

રવીન્દ્રનાથે ઈંગ્લંડ જવા માટેની તૈયારીમાં હતા ત્યારની આ વાત છે. એ તૈયારી કરતા હતા તે પહેલાં એ અમદાવાદ ગયા. અમદાવાદમાં એ પોતાના મોટા ભાઈ સત્યેન્દ્રનાથ ટાગોરને ત્યાં શાહીબાગના મહેલમાં રહ્યા. અત્યારે ગુજરાતનું રાજ્યભવન એ મહેલમાં છે. રવીન્દ્રનાથના ગુજરાત સાથેના સંબંધનું નિરૂપણ તો હવે પછીના "ગુરુદેવ અને ગુજરાત" નામના વિભાગમાં કરેલું છે એટલે તેની વિગતો અહીં આપવાનું આવશ્યક નથી. અહીં એટલું કહી લઈએ કે, રવીન્દ્રનાથે એમના જીવનમાં પ્રથમ સંગીતની રચના અમદાવાદમાં કરી હતી. અમદાવાદના શાહીબાગના મહેલમાથી પ્રેરણા મેળવીને "ક્ષુધિત પાષાણ" નામની નવલિકા પણ પછીથી લખી.

અમદાવાદમાં થોડો સમય રહ્યા પછી રવીન્દ્રનાથને મુંબઈ મોકલવામા આવ્યા. મુંબઈમાં એ એક મહારાષ્ટ્રીયન કુટુંબમાં રહ્યા હતા. એ કુટુંબમાં એમને રાખવાનો હેતુ એવો હતો કે, ત્યાં રહીને એ

અંગ્રેજી બોલતાં શીખે. એ કુટુંબ દાદોબા પાંડુરંગનું કુટુંબ હતું. એ કુટુંબ ખૂબ સંસ્કારી હતું. તે કુટુંબનાં કિશોર–કિશોરીઓ પણ ઇંગ્લંડમાં જઈ આવ્યાં હતાં અને અંગ્રેજી ભાષામાં છૂટથી વાતચીત કરતાં હતાં. વળી કુટુંબમાં એ રહે તો ઘર જેવું વાતાવરણ લાગે એટલે એમને પોતાનું ઘર બહુ યાદ ન આવે એવો એમનો ખ્યાલ હતો.

દાદોબા પાંડુરંગ સત્યેન્દ્રનાથના મિત્ર હતા. એમની પુત્રી અન્ના તરખડ ઇંગ્લંડ જઈ આવી હતી. એ અંગ્રેજી ભાષામાં બહુ સારી રીતે વાત કરી શકતી હતી. વયે એ રવીન્દ્રનાથ કરતાં કંઈક મોટી હતી. અંગ્રેજી વાતચીતની ટેવ રવીન્દ્રનાથને સર્વ પ્રથમ તેણે પાડી. રવીન્દ્રનાથે પોતે તેને વિશે લખ્યું છે: "તે એક આધુનિક સુશિક્ષિત કુમારી હતી. હમણાં જ વિલાયત જઈ આવી હતી તેથી પૂરી ચમક તેનામાં દેખાતી હતી. હું પોતે તો તદ્દન સામાન્ય લાગતો હતો એટલે કદાચ તે મારી અવગણના કરે તોપણ હું એને દોષ આપી શકત નહીં. પણ એ મારી અવગણના કરતી નહીં. પુસ્તકમાંથી મેળવેલું જ્ઞાન તો મારી પાસે હતું જ. એટલે હું કવિતા કરી શકું છું એમ કહીને એને આકર્ષિત કરવા માટે મારી પાસે તો એ જ મૂડી હતી. મેં જ્યારે એને આ વાત કરી ત્યારે તેણે સહજ ભાવે એ વાત સ્વીકારી લીધી. એમ એણે કોઈ શંકા ઉઠાવી નહીં કે કોઈ પ્રશ્ન કર્યો નહીં. તેણે મને પોતાને માટે એક ખાસ નામ પાડવાનું કહ્યું. મેં તેનું જે નામ પાડ્યું તે તેને બહુ ગમી ગયું. એ નામ મેં મારી એક કવિતામાં વણી લીધું. ઉષઃકાળે જે ભૈરવી રાગ ગવાય છે એવા રાગમાં જ્યારે મેં તેને વિશેનું ગીત ગાયું ત્યારે તેણે કહ્યું: "કવિ, કદાચ હું મારી મૃત્યુશૈયા પર પડી હોઉં ત્યારે પણ જો તમારું આ ગીત સાંભળું તો મારામાં ફરીને જીવનનો સંચાર થશે."

યુવતીઓ પોતાનું મૂલ્યાંકન કેવી અતિશયોક્તિ ભરેલી વાણીમાં રજૂ કરે છે તેનું આ સરસ ઉદાહરણ છે એ નામી ... [illegible]

પસંદ કરવા માટે એમ કરે છે મને યાદ છે કે, મારા કૃતિની પ્રશંસાને સૌથી પહેલી એની પાસે જ સાંભળી હતી એ પ્રશંસા એ ખૂબ કોમળતા સાથે કરતી હતી એક વખત તેણે મને એક વાત ખૂબ આગ્રહપૂર્વક કહી હતી તેણે કહ્યું હતું 'તમે ક્યારેય દાઢી રાખશો નહીં' સૌ જાણે છે કે મેં એની આ સલાહ માની નથી પણ મેં એની સલાહની જે અવગણના કરી એ અવગણના જોવા એ પોતે તો જીવતી રહી નથી '

બંગાળથી બહાર કવિ લેખે રવીન્દ્રનાથની પ્રતિભા પારખનાર સૌથી પ્રથમ આ અન્ના તરખડ છે રવીન્દ્રનાથે ત્યાં સુધીમાં તો ઘણું થોડું લખ્યું હતું પણ બાલરવિના પ્રથમ કિરણ ઉપરથી મધ્યાહ્ન સમયે પ્રગટનારી એની પ્રખર જ્યોતિ વિશે યથાર્થ કલ્પના એ યુવતીએ કરી હતી એવી કલ્પના કરવામાં પણ એક વિશિષ્ટ પ્રકારની પ્રતિભા આવશ્યક છે

ટૂંકુ આયુષ્ય ભોગવીને અન્ના તરખડ વિદાય થઈ ગઈ પણ થોડા જ દિવસના સાનિધ્યના પરિણામે પણ કવિના હૃદયમાં તેણે કોમળ ભાવો પ્રગટાવ્યા, એમની સાહિત્યપ્રતિભાનું પ્રથમ સ્વાગત કર્યું અને એ કારણે એ રવીન્દ્રનાથના જીવનમાં અક્ષય સ્થાન પામી ગઈ

[ ૬ ]

૧૮૭૮ના સપ્ટેમ્બરમાં રવીન્દ્રનાથ ઈંગ્લંડ જવા ઊપડ્યા ઈંગ્લંડમાં પહોંચીને એ એમના ભાભી સાથે રહેવા લાગ્યા એમને ત્યાં નિશાળમાં દાખલ કરવામાં આવ્યા એમના સહાધ્યાયીઓ એમના તરફ સારો ભાવ બતાવતા હતા એ ચૂપચાપ એમની પાસે આવીને એમના ગજવામાં કંઈક મીઠાઈ કે ફળ મૂકી જતા અને પછી નાસી જતા

થોડો સમય શાળામાં રહ્યા પછી એ લંડન યુનિવર્સિટીમાં અંગ્રેજી સાહિત્યના વર્ગોમાં હાજરી આપવા લાગ્યા. એ સમયે તેઓ એક અંગ્રેજ કુટુંબમાં રહેતા હતા. એ કુટુંબનાં ગૃહિણી એમના તરફ માતાના જેવું હેત રાખતાં હતાં. રોજ સાંજે રવીન્દ્રનાથ ત્યાં સારા સારા અંગ્રેજી લેખકોની કૃતિઓમાંથી વાચન કરતા.

ઇગ્લંડમાં આ વખતે રવીન્દ્રનાથ દોઢેક વર્ષ રહ્યા. એ સમય દરમિયાન એમણે કોઈ પદ્ધતિસરનો અભ્યાસ કર્યો ન હતો કે કોઈ પદવી પણ મેળવી ન હતી.

પણ એમને ઘણા અંગ્રેજ મિત્રો આ વસવાટ દરમ્યાન મળ્યા. ઈંગ્લંડ વિશે એમને જે પરિચય મળ્યો એ પુસ્તકોમાંથી મળ્યો ન હતો. એ પરિચય એમને લોકો સાથેના સંપર્કમાંથી જ મળ્યો હતો.

પછી રવીન્દ્રનાથ સ્વદેશમાં પાછા આવ્યા પણ એમના કુટુંબનો આગ્રહ તો એવો હતો કે, એ બૅરિસ્ટર થાય. એટલે એક વર્ષ પછી ફરીને એમને ઇંગ્લંડ મોકલવાનું વિચારવામાં આવ્યું. કલકત્તાથી સ્ટીમરમાં એ બેઠા પણ ખરા. પણ મદ્રાસ આવ્યું ત્યાં સુધીમાં તો એમનું મન ન જવાનો નિર્ણય કરી બેઠું. એમાં બહાનું પણ મળી ગયું. એમની સાથે એમના એક પિતરાઈ ભાઈ હતા. એમની તબિયત સ્ટીમરમાં બગડી. એટલે એ બન્ને મદ્રાસમાં ઊતરી પડ્યા.

આમ કાયદાના અભ્યાસની વાત પડતી મુકાઈ. પિતાએ એમને પોતાની જમીનદારીનો વહીવટ કરવા મોકલવાનું ઠરાવ્યું.

વચ્ચે એ જે થોડો સમય કલકત્તામાં રહ્યા તેમાં તેમણે વિવિધ સ્વરૂપના લેખનના અખતરા કર્યા. આવા પ્રયોગમાં એક પ્રયોગ "વાલ્મીકિ પ્રતિભા" નામનું સંગીત નાટક લખવાનો હતો. વાલ્મીકિએ રામાયણ કેવી રીતે લખ્યું તેની તેમાં વાત છે. જુવાન વાલ્મીકિ લૂંટારાઓનો સરદાર હતો અને કાલિ–ભક્ત હતો. એક દિવસે એની ટોળીના માણસો એક કિશોરીને પકડીને માતા પાસે બલિ આપવા

માટે લઈ આવ્યા પણ કોણ જાણે કેમ વાલ્મીકિના દિલમા કરુણા પ્રકટી અને તેણે એ કિશારીને મુક્ત કરી દીધી આ પછી અસ્વસ્થ બનીને લૂંટારો વાલ્મીકિ વનમા ભટકવા લાગ્યો. ત્યાં વળી એક સ્થળે તેના બે માણસોએ એક પક્ષીનો શિકાર કર્યો હતો તે તેણે જોયું. આ જોઈને તેને તીવ્ર વેદના થઈ. એ વેદનામાં ને વેદનામા એનાથી બે સંસ્કૃત શ્લોકો બોલાઈ ગયા. એ શ્લોકોના શબ્દોના માધુર્યથી વિસ્મય પામી અને સ્તબ્ધ બનેલો લૂંટારુ વાલ્મીકિ ઊભો હતો ત્યાં માતા સરસ્વતી તેની સમક્ષ આવીને ઊભા તેમણે તેને કહ્યું : "તારામાં કરુણાનો ભાવ જગાડવા માટે હું જ પેલી કિશારી બનીને આવી હતી." એમ કહીને સરસ્વતીએ વાલ્મીકિને પોતાની વીણા આપી અને આશીર્વાદ આપ્યા.

આ નાટક ખૂબ સફળતા પામ્યું. તેમાંનું સંગીત નવીનતા ભરેલું હતુ. તેના સૂર અંગ્રેજી અને ઇટાલિયન સંગીતના ભારતીય સગીત સાથેના મિશ્રણ સાથે રચાયેલા હતા. એ નવા સૂરથી લોકો મુગ્ધ થયા.

આ સમયે રવીન્દ્રનાથના એક મોટા ભાઈ જ્યોતીન્દ્રનાથ અને એમનાં પત્ની ગગાકિનારે આવેલા ચંદ્રનગરમાં રહેતાં હતાં રવીન્દ્રનાથ એમને ત્યા રહેવા ગયા. એ સ્થાન સુંદર હતું. વળી ત્યાં એમને ભાભીની હૂંફ મળી હતી. એ સમયે એમણે જે કાવ્યરચના કરી છે તે "સાંધ્ય ગીત" તેવા નામથી પ્રસિદ્ધ થઈ છે.

રવીન્દ્રનાથને "સાંધ્ય ગીતે" ભારે લોકપ્રિયતા આપી. બગાળમા એ પ્રતિષ્ઠિત લેખક મનાવા લાગ્યા. એ સમયે બંગાળના સાહિત્યક્ષેત્રના અગ્રણી બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય મનાતા હતા. એ બંકીમચંદ્ર નવલકથાકાર હતા. એમની એક નવલકથા "આનંદમઠ"માં આવેલુ "વંદેમાતરમ્" હવે તો આપણું રાષ્ટ્રગીત બન્યું છે. એક દિવસ રમેશચંદ્ર દત્તને ત્યાં લગ્નપ્રસગે બંકીમચંદ્રને આમંત્રણ અપાયું

હતું. આ રમેશચંદ્ર દત્ત આપણા દેશના મોટા અર્થશાસ્ત્રી અને વિદ્વાન હતા. વડોદરામાં તે દીવાન તરીકે પણ રહી ગયેલા. બંકીમચંદ્ર તે લગ્નસમારંભમાં આવ્યા ત્યારે તેમનું સ્વાગત કરવા રમેશચંદ્ર એક ફૂલહાર લઈને સામે ગયા. બંકીમચંદ્રને એ હાર પહેરાવે તે પહેલાં બંકીમચંદ્રે સામેથી રવીન્દ્રનાથને આવતા જોયા. તરત જ એમણે હાર રમેશચંદ્રના હાથમાંથી લઈ લીધો. એ હાર રવીન્દ્રનાથને પહેરાવીને એમણે કહ્યું : "આ હારના અધિકારી તો આ કવિ છે. તમે એમનું "સાંધ્ય ગીત" નથી વાંચ્યું ?" પછી એમણે "સાંધ્ય ગીત"માંથી એક પછી એક કડી બોલતા જઈને તેનું વિવરણ કરવાનું શરૂ કર્યું. આવી આ કાવ્યગ્રંથની પ્રતિષ્ઠા થઈ હતી.

આ વર્ષે જ્યારે રવીન્દ્રનાથ કલકત્તામાં પોતાના મકાનમાં નહીં પણ એક બીજા મકાનમાં રહેતા હતા ત્યારે તેમને એક દિવ્ય અનુભવ થયો. એક પ્રભાતે પરશાળમાં ઊભા રહીને રવીન્દ્રનાથ સૂર્યોદય નીરખી રહ્યા હતા. સામે વૃક્ષો હતાં અને વૃક્ષોની પાછળ સૂર્ય ઊગતો હતો. ત્યાં એમને જાણે અદ્ભુત સૌન્દર્યનું દર્શન થયું. તેજ અને સૌન્દર્ય જાણે કોઈ નવું જ રૂપ ધરીને સામે આવ્યાં. આનંદનો વિપુલ અનુભવ એમને થવા લાગ્યો. જે કંઈ એ જુએ, એ બધું જ અનંતના સ્વરૂપે દેખાવા લાગ્યું.

આ અનુભવના અંતે તેમણે એક કાવ્ય લખ્યું. એ કાવ્ય તો પ્રેરણાથી ભરેલું બન્યું જ, પણ એ દિવસથી રવીન્દ્રનાથની દૃષ્ટિ ખુલી ગઈ. સામાન્યમાં સામાન્ય વસ્તુમાં પણ તેમને સૌન્દર્ય દેખાવા લાગ્યું.

બીજે વરસે એમને કારવારમાં રહેવાનું થયું. કારવાર સૃષ્ટિ-સૌન્દર્યથી ભરેલી ભૂમિ છે. તે કારવારનિવાસે રવીન્દ્રનાથમાં વધુ કવિત્વ સીંચ્યું.

આ પછીનું વર્ષ રવીન્દ્રનાથના જીવનમાં અસામાન્ય મહત્ત્વનું છે. એ વર્ષમાં એમને જે અનુભવ થયો તેણે તેમના જીવનમાં પરિ-

વર્તન કર્યું એમ કહી શકાય. રવીન્દ્રનાથના ઊર્મિતંત્રને હચમચાવીને એમનામાંના કવિને પુખ્તતા આપનારો અનુભવ ત્યારે જ એમને મળ્યો.

રવીન્દ્રનાથ આ પ્રસંગે ભારે એકલતા અનુભવતા હતા. એ પરિસ્થિતિમાં જ્યોતીન્દ્રનાથનાં પત્ની તરફ એ તીવ્ર આકર્ષણ અનુભવી રહ્યા હતા. વધુ સાચું કહીએ તો એમને પરસ્પર ખેંચાણ થતું હતું. આ પરિસ્થિતિમાં લોકાપવાદના ભયે એમનાં કુટુંબીજનોએ એમનું લગ્ન ખૂબ ઉતાવળમાં કરાવી નાખ્યું. પ્રેમભંગ અનુભવતાં ભાભીનો થોડા જ સમયમાં દેહાંત થયો. એ દેહાંત આત્મહત્યા હતી એમ પણ કેટલાક લોકોએ તો કહ્યું છે. આ ભારે માનસિક સંતાપના અનુભવે રવીન્દ્રનાથના ચિત્તને ઊર્મિલ બનાવી દીધું.

રવીન્દ્રનાથનું લગ્ન ઈ. સ. ૧૮૮૩ના ડિસેમ્બરની ૯મી તારીખે ખુલનાના એક પ્રતિષ્ઠિત અને શ્રીમંત ગૃહસ્થ બેનીમાધવ ચૌધરીનાં પુત્રી ભવતારિણી સાથે થયું. લગ્ન પછી એમનાં પત્નીનું નામ મૃણાલિની-દેવી રાખવામાં આવ્યું. મૃણાલિનીદેવી સાથેનો રવીન્દ્રનાથનો સંસાર ઓગણીસ વરસ ચાલ્યો હતો. તે સંસાર-જીવન મધુર હતું.

રવીન્દ્રનાથને સ્ત્રીઓ શૃંગાર કે સૌન્દર્યપ્રસાધનોનો ઉપયોગ કરે એ ગમતું નહીં મૃણાલિનીદેવી પણ સાધારણ રીતે તો સાદાઈમાં જ રહેતાં. મૃણાલિનીદેવી રસોઈનાં શોખીન હતાં, એ નવી નવી રસોઈ બનાવીને પતિને ખુશ કરવાનો પ્રયત્ન કરતા.

શાંતિનિકેતન શરૂ થયું એ પછી એકાદ વર્ષમાં મૃણાલિનીદેવીનો દેહાંત થયો. ૧૯૦૨ના નવેમ્બરની ૨૩મી તારીખે માત્ર ૨૯ વર્ષની વયે એમનું અવસાન થયું. એમના અવસાનથી રવીન્દ્રનાથને અસહ્ય આઘાત લાગ્યો હતો.

લગ્ન પછી થોડા જ સમયમાં ભાભી કાદમ્બરીદેવીનું અવસાન થયું એ હકીકત આપણે ઉપર નોંધી છે, ત્યારથી રવીન્દ્રનાથનું જીવન નવો વળાંક લે છે

[૭]

આ પછીનાં પંદર વર્ષ સુધી રવિન્દ્રનાથ મહદ્ અંશે બંગાળમાં જ રહ્યા. એ સમય દરમ્યાન એ એક વખત ત્રણેક મહિના માટે યુરોપ ગયા હતા.

આ સમયમાં એમના બે પુત્રો અને ત્રણ પુત્રીઓનો જન્મ થયો હતો. આ સમય દરમ્યાન એ સુખી કુટુંબજીવન અનુભવી રહ્યા હતા. એ ખૂબ લખતા અને તેમની ખ્યાતિ વધતી જતી હતી.

રવીન્દ્રનાથના પિતાએ જે બ્રાહ્મોસમાજમાં નેતૃત્વ કર્યું હતું તેમાં એમણે પણ આ સમય દરમ્યાન સારી એવી પ્રવૃત્તિ કરી.

સંકુચિત રાષ્ટ્રવાદના એ વિરોધી હતા તો યે એમણે રાષ્ટ્રીય અસ્મિતાના વિકાસમાં ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે. બંગાળના જીવન વિશે અને સૌંદર્ય વિશે એમણે ઘણું લખ્યું છે. એમનું 'સનાર બાંગલા' નામનું કાવ્ય તો ઘણું લોકપ્રિય બન્યું છે.

પણ બંગાળની પ્રકૃતિનુ વર્ણન કરીને અટકી જાય તેવા કવિ રવીન્દ્રનાથ ન હતા. બંગાળના કિસાનો માટે એમના દિલમાં જે ભાવના ભરી હતી, તે સેવાના રૂપે પણ પ્રગટી હતી. બહુ જ ઓછા કવિઓએ સામાન્ય જનતાની સેવા માટે રવીન્દ્રનાથ જેટલી પ્રવૃત્તિ કરી હશે.

આ સમયમાં રવીન્દ્રનાથની મોટામાં મોટી સંસ્કારસેવા તો માતૃભાષાની એમણે જે પ્રતિષ્ઠા કરી તે છે. ઓગણીસમા શતકના છેવટના ભાગમાં ભારતભરમાં એક એવી માન્યતા બંધાઈ ગઈ હતી કે સંસ્કારી માણસે તો અંગ્રેજીમાં જ વ્યવહાર ચલાવવો જોઈએ. રવીન્દ્રનાથે આ માન્યતા સામે સતત વિરોધ કર્યા કર્યો. એમણે શાળાઓમાં શિક્ષણનું માધ્યમ માતૃભાષા જ હોવી જોઈએ એવો આગ્રહ નિરંતર કર્યા કર્યો.

રાજકીય જાગૃતિ એ કાળે આવી રહી હતી. બંગાળમાં ત્યારે "બંગાળ રાજકીય પરિષદ" નામની સસ્થા કામ કરી રહી હતી. તેનાં વાર્ષિક સમેલનો મળતાં. રવીન્દ્રનાથ તેમા હાજરી આપતા. ૧૮૯૭મા એ પરિષદમાં બધુ કામ માતૃભાષામા ચાલવુ જોઈએ એવો તેમણે આગ્રહ કર્યો. ત્યારે તો એમને સફળતા ન મળી. તે પછી બે વર્ષે એમણે એ પરિષદના સમેલનમાં બંગાળી ભાષામાં પ્રવચન કર્યું. થોડા સમય પછી તો એ પરિષદનું બધુ કામકાજ બંગાળી ભાષામાં ચાલતું થઈ ગયું.

રવીન્દ્રનાથની બંગાળી ભાષાની પ્રતિષ્ઠા માટેની આ લડત તો એમણે છેવટ સુધી ચલાવી છે. કલકત્તા યુનિવર્સિટીમાં આ કોઈ પણ જાતની પદવી વિનાનો પુરુષ જ્યારે પદવીદાન સમારંભમાં પ્રવચન આપવા ૧૯૩૭માં ગયો ત્યારે તેણે પોતાનું પ્રવચન બગાળી ભાષામાં આપ્યુ હતુ એ પહેલાં કલકત્તા યુનિવર્સિટીના ૮૦ વર્ષના ઇતિહાસમાં ક્યારેય આવુ પ્રવચન માતૃભાષામા અપાયું ન હતુ

બગાળી ભાષાની પ્રતિષ્ઠા માટે જેમ રવીન્દ્રનાથને સગ્રામ ચલાવવો પડતો હતો તેમ જ બગાળી ભાષા બોલાતી ભાષાના સ્વરૂપની બને તે માટે પણ એમને ભારે સગ્રામ ચલાવવો પડ્યો હતો આખરે એમની અસર વ્યાપક બની છે અને લોકભાષા અને સાહિત્યભાષા વચ્ચેનુ અતર દૂર થતુ જાય છે.

ગામડાં સાથેનો સપર્ક રવીન્દ્રનાથના ઘડતરમાં એક મહત્ત્વનું તત્ત્વ છે. ૧૮૯૦મા પોતાની જમીનદારીનો વહીવટ કરવાનું કામ એમના પર આવ્યુ. તેઓ પદ્મા નદીને કિનારે આવેલા ઓરિસ્સામાંના શ્યાલદહ નામના સ્થળે જઈને રહ્યા. ત્યારે એ હજી પૂરા ત્રીસ વર્ષના પણ થયા ન હતા. એમને ન તો ગામડાનો અનુભવ હતો કે ન હતો જમીનદારીના વહીવટનો અનુભવ.

બહુ નાની ઉંમરે રવીન્દ્રનાથ આ સ્થળે રહેલા. ત્યારે એમને આ

સ્થળ ઘણુ રમણીય લાગેતુ; પણ હવે તો એમને જુદા પ્રકારની પ્રવૃત્તિ કરવાની હતી ગામડાની પરિસ્થિતિથી એ વાકેફ થવા લાગ્યા સામાજિક પરિસ્થિતિમા જે પરિવર્તન થઈ રહ્યું હતુ તેને પરિણામે સામાન્ય જનતાને જે મુશ્કેલી પડતી હતી તેને વિશે તેમણે અભ્યાસ કરવા માડયો જૂના જમાનામા ગામડુ સ્વાવલબી હતુ નવા જમાનામા એ સ્વાવલબી રહી શકે નહીં આ નવી પરિસ્થિતિને અનુરૂપ જે સુધારાવધારા થવા જોઈએ તેને વિશે રવીન્દ્રનાથે ઘણી વિચારણા કરી છે 'બગાળની ઝનક" નામથી પ્રસિદ્ધ થયેલા એમના પુસ્તકમા પત્રના સ્વરૂપે ગ્રામપુનર્ઘટનાના પ્રશ્નની રવીન્દ્રનાથની વિચારણા છે એ વિચારણા ભલે પૂરેપૂરી વૈજ્ઞાનિક નથી તોપણુ તેમા માનવતા છે અને પરિસ્થિતિ પરત્વેની જાગૃતિ પણ છે.

[ ૮ ]

ઇસવી સન ૧૯૦૦–૧૯૦૧ મા રવીન્દ્રનાથના જીવનનો નવો તબક્કો શરૂ થયો એમને જીવનમા કઈક ઊણપ લાગ્યા કરતી હતી કઈક કરવુ જોઈએ એમ પણ એમને લાગતુ હતુ ત્યા એમને એક વિચાર આવ્યો એ શાન્તિનિકેતનમા રહેવા ગયા વર્ષો પહેલા એટલે કે રવીન્દ્રનાથના જન્મથીયે પહેલા કલકત્તાથી વાયવ્યમા લગભગ એક સો માઈલ ઉપર આવેલા બોલપુરની આસપાસના પ્રદેશમા લૂટારાઓ વસતા ત્યાં વેણુ અને સાલના વનો હતા ત્યાં વહેતી કોપાઈ અને અજય નામની નદીઓમા ભેખડો હતી આ સ્થાનમાં છુપાઈ જવાનુ ઘણું સહેલ હતુ તેથી જ ત્યાં લૂટારાઓ વસતા આવા આ પ્રદેશમાંથી પોતાના એક મિત્રને મળવા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર પાલખીમાં બેસીને જતા આ રીતે એ જતા હતા ત્યારે એક વાર સાજે સૂર્યાસ્ત

ગયો. વૃક્ષોની ઘટા અને સૂર્યનો અસ્ત એ બે સાથે મળ્યાં અને અપાર્થિવ સૌંદર્ય રચાયું. મહર્ષિએ પાલખી ઉપાડનાર ભોઈને ત્યાં રોકાવાની સૂચના આપી. એ રાતે એમણે ત્યાં જ મુકામ રાખ્યો. એ સ્થાન એમને એટલું બધુ ગમી ગયું કે ત્યાંથી ખસવાની વૃત્તિ જ ન થાય. થોડા દિવસ એ અહીં રહી ગયા.

મહર્ષિજીના તેજથી આકર્ષાઈને લૂંટારાઓ એમની પાસે આવવા લાગ્યા. મહર્ષિજીએ લૂંટારાઓ પાસે પોતાને રહેઠાણ માટે જોઈએ તેટલી જગ્યા આપવા વિનંતિ કરી. લૂંટારુઓના સરદારે તેમને કહ્યું : "અહીં ઊભા રહીને સામે ક્ષિતિજ સુધી દેખાય છે એટલી જગ્યા હું આપને અર્પણ કરું છું."

પછી આ સ્થાન ઉપર મહર્ષિએ પોતાને રહેવા પૂરતું એક મકાન બાંધ્યું. એ મકાનનો પાયો ખોદાતો હતો ત્યારે લૂંટારાઓએ મારી નાખેલાં વટેમાર્ગુઓનાં હાડપિંજરો મળ્યાં હતાં.

મહર્ષિ અહીં રહ્યા પછી તો આ લૂંટારુઓના જીવનમાં ભારે પરિવર્તન આવી ગયું. એમનો સરદાર મહર્ષિનો ચાકર બનીને રહ્યો.

શાંતિમય જીવન જીવવા માગનારાઓને ત્યાં રહેવાની સગવડ મહર્ષિ આપતા ૧૯૦૦માં એ સ્થાન પર "બ્રહ્મચર્યાશ્રમ" નામનો એક આશ્રમ સ્થપાયો.

સપ્તપર્ણના એક જૂના ઝાડ નીચે મહર્ષિ સમાધિમાં બેસતા. એમના દેહોત્સર્ગ પછી રવીન્દ્રનાથે એ સ્થાન પર મણિશીલાની સમાધિ બંધાવી છે અને તેના ઉપર મહર્ષિએ રચેલી ત્રણ પંક્તિઓ લખી છે. એ પંક્તિઓ નીચે પ્રમાણે છે:

તીની આમાર પ્રાણેર આરામ,
મનેર આનંદ
આત્માર શાંતિ !

(એ જ મારા પ્રાણનો આરામ, મનનો આનંદ અને આત્માની શાંતિ છે.)

આ સ્થાન પર રવીન્દ્રનાથ ૧૯૦૧માં આવ્યા. ત્યાં આવીને એમણે પોતાના જીવનનો જાણે પરમ ધર્મ શોધી કાઢ્યો. એમણે શાંતિનિકેતનની સ્થાપના કરી. શાંતિનિકેતન કેળવણીની સંસ્થા છે. એ સંસ્થાએ આપણા દેશમાં કેળવણી ઉપર ઘણી મોટી અસર પહોંચાડી છે. એને વિશે, એના ઇતિહાસ વિશે, એના સિદ્ધાંતો વિશે અને તેની સિદ્ધિ વિશે વધારે વિગતથી વાત કરવી જોઈએ એટલે એને વિશે તો આપણે એક જુદી જ પુસ્તિકા આપીશું.

શાળા શરૂ કરી તેથી તો રવીન્દ્રનાથને ઘણો સંતોષ થતો હતો. પણ એ ચલાવવામાં અસામાન્ય મુસીબતો વેઠવી પડતી. તેમાં વળી બીજી પણ અનેક આપત્તિઓ આવતી ગઈ. ૧૯૦૨ના નવેમ્બરમાં એમનાં પત્ની મૃણાલિનીદેવીનું અવસાન થયું. એ પછી એમની પુત્રી રેણુકાનું અવસાન થયું. માતાવિહોણી એ પુત્રીને રવીન્દ્રનાથ સારવાર માટે આલ્મોડા લઈ ગયા હતા. ત્યાં એ રહેતા હતા ત્યારે તેને આનંદિત રાખવા માટે એ સુંદર કાવ્યો લખતા હતા. "શિશુ" નામનો એમનો બાલકાવ્યોનો સગ્રહ આ નિમિત્તે જ રચાયો છે.

ઘણો ઘણો પુરુષાર્થ કર્યો તો યે રેણુકા બચી નહીં. ૧૯૦૩ના મેમાં તેનું અવસાન થયું.

આ પછીના વર્ષમાં વળી એક નવો આઘાત આવ્યો. સતીશચંદ્ર રોય નામના રવીન્દ્રનાથના એક મિત્ર હતા, એ કવિ પણ હતા. શાંતિનિકેતનની પ્રવૃત્તિમાં એ એમના સાથી પણ હતા. ૧૯૦૪માં શીતળાના વ્યાધિથી એમનું અવસાન થયું. રવીન્દ્રનાથને મન એ પુત્ર જેવા હતા. એ મહાન કવિ અને મહાન કેળવણીકાર બનશે એવી રવીન્દ્રનાથની શ્રદ્ધા હતી. પણ એ શ્રદ્ધા વણપૂરી રહી.

૧૯૦૫માં રવીન્દ્રનાથના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથનું અવસાન

થયું. ૧૯૦૭માં એમના ૧૩ વર્ષના પુત્ર સમીન્દ્રનાથ ટાગોરનુ અવસાન થયું. આટઆટલા આઘાતો વચ્ચે પણ રવીન્દ્રનાથ પોતાનું કર્તવ્ય બજાવતા રહ્યા. આટઆટલા આઘાતો વચ્ચે પણ જગતના અને જીવનના ભાવિમાની તેમની શ્રદ્ધા અચળ રહી.

[ ૯ ]

શાંતિનિકેતનની સ્થાપના થઈ એ પહેલાં કેટલાક સમયથી રવીન્દ્રનાથ દેશના કંગાલોની સેવા માટેના માર્ગોની વિચારણા કરતા હતા. દેશમાં વેપાર અને ઉદ્યોગ વધે તો દેશની ગરીબી ઘટે એમ એ માનતા હતા. સ્વદેશીની ભાવના એમના મનમાં ઊગી હતી. એમના બે ભત્રીજાઓએ શણની અને ખાંડની મિલો શરૂ કરી હતી એમના કેટલાક સ્વજનોએ રાષ્ટ્રીય વસ્તુભંડાર શરૂ કર્યો હતો. આ બધી પ્રવૃત્તિને રવીન્દ્રનાથનો સાથ હતો પણ આ પ્રવૃત્તિઓ સફળ ન થઈ. એનાં દેવાં પણ રવીન્દ્રનાથને ભરવાં પડ્યાં.

૧૮૯૯ માં કલકત્તામાં દુષ્કાળ પડ્યો અને એ જ અરસામાં બિહાર અને કવેટામાં ધરતીકંપ થયા. ત્યારે રાહતપ્રવૃત્તિમાં એમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

૧૯૦૫માં "ભંડાર" નામનું એક સામાયિક શરૂ થયું એ સામાયિક રાજકારણ અને અર્થકારણના વિષયોની ચર્ચા કરતું. તેના તંત્રી રવીન્દ્રનાથ થયા એમણે એમાં બ્રિટિશ સત્તાને પરિણામે ચાલતી ભારતની આર્થિક લૂંટ વિશે એક લેખ લખ્યો હતો. રાષ્ટ્રીય ઉદ્યોગોના વિકાસને પોષવાનો પ્રચાર કરતા પ્રવચનો એ આ કાળમાં કરતા હતા.

આ સમયે એમને ભારે આર્થિક સંકટ વેઠવું પડતું હતું. પરિણામે

રવીન્દ્રનાથને જગન્નાથપુરીમાંનું પોતાનું ઘર વેચી દેવું પડ્યું હતું. પત્નીનાં ઘરેણું પણ એમને વેચી દેવા પડ્યાં હતાં.

૧૯૦૫માં બંગાળને અને સારાયે ભારતદેશને ખળભળાવી મૂકનારો એક બનાવ બન્યો. બંગાળી ભાષા બોલની બંગાળીપ્રજાને એ જુદા જુદા પ્રાંતોમાં વહેંચી નાખવાના નિર્ણયની બ્રિટિશ સરકારે એ વર્ષમાં જાહેરાત કરી. પરિણામે મોટું આંદોલન જાગ્યું. રવીન્દ્રનાથ આ આંદોલનમાં સામેલ થયા. સક્રિયસતી નેતાગીરી એ લેતા. આગ ઝરતાં પ્રવચનો એ આપતા. રાષ્ટ્રીય અસ્મિતાનાં ગીતો એ લખતા.

આ પ્રસંગે રવીન્દ્રનાથે રચનાત્મક અસહકારની હિમાયત કરી હતી. એને માટે એમણે લેખો લખ્યા હતા અને કાવ્યો લખ્યાં હતાં. આવી એક સભામાં એમણે પચાસ હજાર રૂપિયાની માગણી કરી હતી અને શ્રોતાઓએ સભામાં જ એ રકમ ભરી આપી હતી.

પણ આ હિલચાલમાં અનિષ્ટ તત્ત્વો પ્રવેશતાં રવીન્દ્રનાથે જોયાં ત્યારે એમણે એ હિલચાલ છોડી દીધી. હતાશ થઈને એ શાંતિનિકેતનમાં બેસી ગયા.

તીવ્ર મનોમંથનના આ કાળમાં રવીન્દ્રનાથે ઘણી સર્જન પ્રવૃત્તિ કરી. એમણે "ગોરા" નામની નવલકથા લખી. ગીતાંજલિનાં કાવ્યો લખ્યાં. "પ્રાયશ્ચિત્ત" નામનું નાટક લખ્યું. શાંતિનિકેતન આસપાસનાં ગામડાંઓમાં એમણે રચનાત્મક કાર્ય પણ આ સમયે જ શરૂ કર્યું.

રવીન્દ્રનાથના એક કાવ્યનો અનુવાદ કરીને કોઈએ પહેલી જ વાર આ સમયે પ્રસિદ્ધ કર્યો. કલકત્તાના પ્રસિદ્ધ સામયિક "મોડર્ન રિવ્યુ"માં એમની એક નવલિકાનો અનુવાદ પણ પ્રસિદ્ધ થયો.

૧૯૧૧માં રવીન્દ્રનાથ પચાસ વર્ષના થયા ત્યારે કલકત્તામાં એમનો સુવર્ણમહોત્સવ ઉજવાયો હતો.

આ સમય દરમ્યાનની રવીન્દ્રનાથની કૃતિઓમાં, જાણે ગાંધીજીની

વિચારણાનું પ્રતિબિંબ ઝિલાયું છે. ગાંધીજી એ વખતે હજી આપણા દેશમાં બહુ જાણીતા થયા ન હતા

પોતાના જીવનના આરંભના વર્ષોનું આત્મકથન આપતી જીવન-સ્મૃતિ રવીન્દ્રનાથે આ વખતે લખી

૧૯૧૧માં રવીન્દ્રનાથનું ભારતમાં જે સૌથી વધુ પ્રસિદ્ધ કાવ્ય છે તે રચાયું. એ વર્ષે કોંગ્રેસનું અધિવેશન કલકત્તામાં મળ્યું હતું. એને નિમિત્તે એ કાવ્ય રચાયું હતું આજે તો એ કાવ્ય આપણું રાષ્ટ્રગીત છે. આ ગીત તે જ "જન ગણ મન અધિનાયક જય હે."

આ પછી રવીન્દ્રનાથ યુરોપ જવા તૈયાર થયા એ અરસામાં જ સરકારે એક ગુપ્ત પરિપત્ર દ્વારા સરકારી અમલદારોના સંતાનોને શાંતિનિકેતનમાં દાખલ ન કરવાનું ફરમાન કર્યું હતું. એમાં લખ્યું હતું કે, "શાંતિનિકેતનની શાળા સરકારી નોકરોનાં છોકરાઓ માટે તદ્દન નાલાયક છે."

- યુરોપ જવા પહેલાં જે માંદગી આવી તેમાં રવીન્દ્રનાથ પોતાની જમીનદારી ઉપર સ્યાલદાહ જઈને રહ્યા હતા ત્યાં જે થોડાં અઠવાડિયાં એમણે પસાર કર્યાં તેમાં માત્ર પોતાના મનના આનંદને ખાતર એમણે ગીતાંજલિના કેટલાંક ગીતોનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું. એમાં એમને ઘણો આનંદ આવતો. એ પછી આગબોટના પ્રવાસ દરમ્યાન પણ એમણે આવાં ભાષાંતર કરવાનું ચાલુ રાખ્યું. એ વખતે એમને મન એ ભાષાંતરોની કોઈ વિશેષ કિંમત જ્હતી નહીં. એમને મન એ માત્ર પોતાના મનનો સ્વૈરવિહાર હતો. એ પ્રસિદ્ધ કરવાની સો કોઈ કલ્પના હતી જ નહીં.

૧૯૧૨ના મે માં રવીન્દ્રનાથ ઈંગ્લંડ ગયા. ઇંગ્લંડમાં રવીન્દ્રનાથના એક અંગ્રેજ મિત્ર હતા એનું નામ વિલિઅમ રોથેન્સ્ટાઈન હતું. એ ચિત્રકાર હતા. રવીન્દ્રનાથ સાથે ભારતમાં તેમની મુલાકાત પહેલાં થઈ હતી રોથેન્સ્ટાઈન સાથેની વાતચીતમાં રવીન્દ્રનાથે તદ્દન હળવે હૈયે.

પોતે કરેલા ગીતાંજલિનાં કાવ્યોના અનુવાદની વાત કરી હતી એ વાતમાંથી તો રોથેન્સ્ટાઈનને એ ગીત માગ્યાં એ જોઈને એ મુગ્ધ બની ગયા એમણે પોતાને ત્યાં કેટલાક નામાંકિત અંગ્રેજ કવિઓ તેમજ લેખકોનું મિલન ગોઠવ્યું ત્યાં રવીન્દ્રનાથના કાવ્યોનો અનુવાદ વંચાયો તેની છાપ અસાધારણ પડી પછી તો વધુ મોટી સભા બોલાવવામાં આવી તેમાં ઘણા અંગ્રેજ વિદ્વાનો હાજર રહ્યા હતા આ સભામાં જ રવીન્દ્રનાથને એક સેવાભાવી અંગ્રેજનો પરિચય થયો. તેનું નામ ચાર્લ્સ એન્ડ્રુઝ હતું ચાર્લ્સ એન્ડ્રુઝે ભારતની ઘણી સેવા કરી છે તેમાં એક ઘણી મહત્ત્વની સેવા તો એમણે રવીન્દ્રનાથ સાથે મહાત્મા ગાંધીનો પરિચય કરાવ્યો એ છે આ સભામાં બીજા પણ કેટલાક પરિચયો થયા અને તે આજીવન ટક્યા એન્ડ્રુઝ સાથેની ત્યારે થયેલી મુલાકાતનું સ્મરણ રવીન્દ્રનાથે ૧૯૪૦ના એપ્રિલમાં એન્ડ્રુઝના દેહાંતના દિવસે આપેલા પ્રવચનમાં આપ્યું હતું રવીન્દ્રનાથે કહ્યું હતુઃ "મંદ ગતિએ હેમ્પસ્ટેડ હીથનું મેદાન મેં ઓળંગ્યું ત્યારે રાની ચંદ્રની કૌમુદીમાં સ્નાન કરી રહી હતી એન્ડ્રુઝ આવ્યા અને મારી સાથે ચાલવા લાગ્યા રાત્રિની એ શાંતિમાં એમનું ચિત્ત ગીતાંજલિના વિચારોથી ભરેલું હતું પરમેશ્વર માટેના એમના પ્રેમને લીધે એ મારા માટે પણ ઉત્કટ પ્રેમ અનુભવતા થયા હતા એ દિવસે મને કલ્પના પણ ન હતી કે મૈત્રીનો આરંભાયેલો એ પ્રવાહ જીવનના અંત સુધી અમને બંનેને એકબીજામાં ઓતપ્રોત રાખશે"

૧૯૧૨ પહેલાં રવીન્દ્રનાથને ઇંગ્લંડમાં ભાગ્યે જ કોઈક ઓળખતું હશે રોથેન્સ્ટાઈનના ભવનમાં મળેલી એ વિરલ સભા પછી એ ઇંગ્લંડમાં સુપ્રસિદ્ધ કવિ મનાવા લાગ્યા ઇન્ડિયા સોસાયટીએ એમના એ કાવ્યો પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું તેને સારુ રોથેન્સ્ટાઈને કવિનું રેખાચિત્ર દોરી આપ્યું આયર્લેન્ડના વિખ્યાત કવિ યીટ્સે આ કાવ્યસંગ્રહની પ્રસ્તાવના લખી એ સંગ્રહ બહાર પડ્યો કે તરત જ રવીન્દ્રનાથની પ્રતિષ્ઠા ઘણી વધી ગઈ.

ઇંગ્લંડથી રવીન્દ્રનાથ યુનાઈટેડ સ્ટેટ્સના પ્રવાસે ગયા. ત્યા તેમણે શિકાગો અને હાર્વર્ડ યુનિવર્સિટીઓમા પ્રવચનો આપ્યાં. શાંતિનિકેતન પાછળની ભાવના તેમણે એક પ્રવચનમાં સમજાવી. હાર્વર્ડ યુનિવર્સિટીમાં અપાયેલાં એમનાં પ્રવચનો આ પછી "સાધના" નામે પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં.

અમેરિકાથી રવીન્દ્રનાથ પાછા ઇંગ્લંડ ગયા. ત્યાં થોડો સમય રોકાઈને ૧૯૧૩ની હેમંતમાં એ ભારત પાછા ફર્યા.

એ પાછા ફર્યા પછી થોડા સમયે ૧૯૧૩ના નવેમ્બરમાં એમને નોબેલ પારિતોષિક અપાયાની જાહેરાત થઈ. આ પહેલાં એશિયામાં કે આફ્રિકામાં આ પારિતોષિક કોઈને અપાયું ન હતું. ભારતમાં આને પરિણામે પ્રજાએ ગૌરવ અનુભવ્યું. રવીન્દ્રનાથ પોતે પણ ખુશી તો થયા જ.

એમને પોતાને આનંદ થયો એ વાત સાચી પણ આ પ્રસંગે ભારતની પ્રજામાં એમના માટે જે વધુ પડતો ભક્તિભાવ જાગ્યો તેથી એ નાખુશ થયા. એમણે કહ્યું કે ભારતના બીજા ઘણા કવિઓ આવા માનના અધિકારી હોવા છતાં એમને એ માન મળ્યું નથી. વળી વિદેશીઓ એમનું બહુમાન કરે એ પછી જ એમના દેશવાસીઓ એમની મહત્તા સમજે એ અયોગ્ય લાગતું હતું.

આ પછી તરત જ બીજાં માન પણ એમને મળ્યાં. ૧૯૧૩ના ડિસેમ્બરમાં કલકત્તા યુનિવર્સિટીએ એમને ડોક્ટર ઑફ લિટરેચર—(સાહિત્યાચાર્ય)ની પદવી આપી. ૧૯૧૫ના જૂનમાં એમને બ્રિટિશ સરકારે "સર" રવીન્દ્રનાથ ટાગોર બનાવ્યા. આમ રવીન્દ્રનાથ વિશ્વ-વિખ્યાત બની ગયા અને એમની કૃતિઓ બધે વંચાતી થઈ ગઈ.

આ સમયે બરાબર વિશ્વયુદ્ધ આવે છે. ૧૯૧૪ના ઑગસ્ટમાં યુરોપમા વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યુ. ચાર વર્ષ સુધી એ ચાલતું રહ્યું. એમા ભયંકર ખૂનરેજી થઈ. રવીન્દ્રનાથને આનાથી ભારે માનસિક સંતાપ થયો પણ માનવતામા અને તેના ભાવિમાં એ શ્રદ્ધા ન ગુમાવી બેઠા. એ તો પાયાના પ્રશ્નો વિશે વધુ ગંભીરતાથી અને વધુ ઊંડાણથી વિચારવા લાગ્યા. સ્વાતંત્ર્યનો સાચો અર્થ શું? મનુષ્યજાત માટે કાયમી મૂલ્યની ચાય એવી પ્રવૃત્તિ કઈ? આવા આવા પ્રશ્નો વિશે એ વિચાર કરતા હતા

યુદ્ધના આરંભના દિવસોમા રવીન્દ્રનાથે "બલાકા" નામના સુંદર કાવ્યોના સંગ્રહમાના કાવ્યો રચ્યા આ કાવ્યોની પ્રેરણા યુદ્ધના ભીષણ બનાવોમાથી મળતી હતી. જીવન અને વિશ્વ વિશેની વિચારણામાથી પણ કેટલાંક કાવ્યો રચાયાં હતા.

પણ યુદ્ધ એ તો જીવનના અનુભવનો એક અંશ માત્ર હતું. જીવનના બીજા અનુભવો પણ એ સમયે થતા તો હેતા જ. એ અનુભવોમાંથી કેટલીક અદ્ભુત કાવ્યરચનાઓ આ સમયે થઈ હતી. એ કાવ્યરચનાઓમાં રવીન્દ્રનાથનું એ સમયનું દર્શન આપણને મળે છે.

૧૯૧૫માં ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી ભારતમાં આવ્યા. એ સમયે એ અને એમના આશ્રમવાસીઓ શાંતિનિકેતનના અતિથિ બન્યા. ગાંધીજી અને ગુરુદેવનું ત્યારે પ્હેલું અંગત મિલન થયું. રવીન્દ્રનાથે એ સમયે, શાંતિનિકેતનમાં ગાંધીજીના આશ્રમના નિયમોનો સ્વીકાર કર્યો હતો એમણે બધી વ્યવસ્થા ગાંધીજીના હાથમાં સોંપી દીધી હતી.

૧૯૧૬–૧૯૧૭માં રવીન્દ્રનાથ જાપાન અને યુનાઈટેડ સ્ટેટ્સના

પ્રવાસે ગયા. જાપાનના જીવનથી એ પ્રભાવિત બન્યા. પણ જાપાની રાજ્યતંત્ર એમને ગમ્યું નહીં. ચીન પરત્વેની જાપાનની નીતિની એમણે ખુલ્લી ટીકા કરી.

એ પછી યુદ્ધ પૂરું થયું ત્યાં સુધી એ સ્વદેશમાં જ રહ્યા. માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાની ઝુંબેશ એમણે આ સમયે ચલાવી. સાહિત્યભાષા અને લોકભાષા વચ્ચેનું અંતર ઘટાડવાનો પ્રયાસ પણ એમણે આ સમયે જ ચાલુ રાખ્યો. કોંગ્રેસમાં એ કંઈક સક્રિય રસ લેતા થયા.

૧૯૧૭નું આ વર્ષ ગુરુદેવના જીવનમાં મહત્ત્વનું હતું. કલકત્તામાં એ વર્ષે કોંગ્રેસ મળી હતી ત્યારે રવીન્દ્રનાથનું 'ડાકઘર' ત્યાં ભજવાયું હતું. એ પ્રસંગે ગાંધીજી ત્યાં હાજર હતા. એમણે એ નાટક જોઈને કહ્યું હતું : "કવિ અને એમની મંડળીએ 'ડાકઘર' ભજવ્યું તે જોઈને હું મુગ્ધ થઈ ગયો. કવિનો મનોહર મીઠો અવાજ મારા કાનમાં ગુંજી રહ્યો છે, બંગાળી સંગીતે મને મોહિની લગાડી છે" આ જ વર્ષમાં વિશ્વભારતીનો પાયો પણ નાખવામાં આવ્યો હતો.

૧૯૧૯માં એક ભારે અત્યાચાર થયો. તેરમી એપ્રિલના દિવસે જનરલ ડાયર નામના સેનાપતિએ અમૃતસરમાં જલિયાંવાલા બાગમાં ગોળીબાર કરીને સેંકડો નિર્દોષ લોકોનો વધ કર્યો. રવીન્દ્રનાથ આ અત્યાચાર સહન કરી શક્યા નહીં. શાંતિનિકેતનથી નીકળીને તે કલકત્તા ગયા. ત્યાં જઈને રાજકીય નેતાઓને અને બીજાઓને એમણે સમજાવ્યા. વિરોધસભા યોજવા સૂચવ્યું. એ સભાનું પ્રમુખપદ લેવાની તૈયારી બતાવી. પણ કોઈનામાં એવી સભા ભરવાની હિંમત ન હતી. એટલે એમને થયું કે પોતે કંઈક કરવું જોઈએ. વિચાર કરીને એમણે નિર્ણય કર્યો. બ્રિટિશ સરકારે એમને જે ઇલ્કાબ આપ્યો હતો તે તેમણે છોડી દીધો. આ નિમિત્તે વાઈસરૉય ઉપર એમણે જે વિરોધનો પત્ર

લખ્યો હતો તેમાં તેમણે લખ્યું : "તમારો ખિતાબ મને હવે ન ખપે. એવો સમો આવ્યો છે કે જ્યારે મને એનાથી શરમ અને માનહાનિ લાગે છે. એટલે તે છોડીને મનુષ્યને ન છાજે એવું વર્તન જેમના પર ગુજરાયું છે, તે મારા દેશબાંધવો જેવો સાદો બની હું આજ એમને પડખે ઊભો રહીશ." એમના આવા પત્રથી ઘણા અંગ્રેજોને ખોટું લાગ્યું. એ પછી જ્યારે એ ઇંગ્લંડ ગયા ત્યારે ઘણા સાહિત્યકારો એમનાથી વિમુખ થઈ ગયા. પણ ફ્રાન્સ, હોલૅન્ડ, બેલ્જીઅમ વગેરે યુરોપના દેશોમાં એમનું ભાવભર્યું સ્વાગત થયું.

ઈ. સ ૧૯૨૦માં અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન મળ્યું હતું એ પ્રસંગે રવીન્દ્રનાથ આવ્યા હતા. એમની સાથે દીનબંધુ એન્ડ્રુઝ, સંતોષકુમાર મજુમદાર અને ક્ષિતિમોહન સેન હતા. એ પ્રસંગે એ જ્યારે મુંબઈ પહોંચ્યા ત્યારે કલ્યાણના સ્ટેશન પર નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાના નેતૃત્વ નીચે તેમનું સ્વાગત થયું. એ અમદાવાદ ગયા અને ત્યાં ત્રણેક દિવસ રહ્યા પછી એ ભાવનગર ગયા. ત્યાં એમણે ભજનો સાંભળ્યાં. ભાવનગરથી ફરીને અમદાવાદ આવ્યા. ત્યાંથી વડોદરા ગયા. વડોદરાથી એ સુરત ગયા. ગુજરાતના એમના આ પ્રવાસ વિશે અને ગુજરાત સાથેના ગુરુદેવના સંબંધ વિશે તો એક જુદો જ વિભાગ આપવાનો છે. એટલે તેની ઘણી રસપ્રદ વિગતો ત્યાં આવશે અહીં તો ૧૯૨૦ના વર્ષનો એક ઉલ્લેખનીય પ્રસંગ નોંધીને આ પ્રકરણ પૂરું કરીશું.

૧૯૨૦માં ગાંધીજી કલકત્તા ગયા હતા ત્યારે એ રવીન્દ્રનાથને ઘેર એમને મળવા ગયા હતા. ગાંધીજી, રવીન્દ્રનાથ અને દીનબંધુ એન્ડ્રુઝ એ ત્રણ એક ખંડમાં બેઠા બેઠા વાતો કરતા હતા. પ્રસિદ્ધ ચિત્રકાર અવનીન્દ્રનાથ ટાગોરે આ દશ્ય જોયું. એમણે બહાર રહ્યે રહ્યે આ દશ્યનું ચિત્ર દોરી લીધું. એ ચિત્રમાં ગુરુદેવ પલાઠી વાળીને દાઢી ઉપર હાથ ફેરવતા મહાત્માજીની વાણી ભક્તિભાવપૂર્વક સાંભળે છે,

મહાત્માજી પોતાના બે હાથને ટેકો પાછળ જમીન ઉપર રાખી બેઠા છે અને એ બન્નેના ભક્તજન એ બે મહાપુરુષોની કથાવાર્તા સાંભળે છે. આ ચિત્ર આજે પણ શાંતિનિકેતનના કલાભવનમાં સચવાઈ રહ્યું છે.

રવીન્દ્રનાથને આ કાળમાં પૈસાની જરૂર તો ઘણી હતી પણ એ ગમે તેમ કે ગમે ત્યાંથી પૈસા લેવા તૈયાર ન હતા. એમને પૈસાની ભીડ છે એમ જાણીને લોકમાન્ય ટિળકે આ સમયે પોતાની પાસેના ભંડોળમાંથી એમને ૫૦,૦૦૦ રૂપિયાનો ચેક મોકલ્યો હતો. પણ રવીન્દ્રનાથ જાણતા હતા કે લોકમાન્યને જે લોકોએ નાણાં આપ્યાં હતાં તે લોકો સ્વાતંત્ર્ય સંગ્રામમાં એ વપરાય એમ ઈચ્છતા હોય એટલે લોકમાન્યના આગ્રહનો અસ્વીકાર કરીને એમણે એ નાણાં પાછાં આપ્યાં પણ તેથી ગુરુદેવ અને લોકમાન્ય વચ્ચે કોઈ ગેરસમજૂત થઈ ન હતી. એ બંને એકબીજા તરફ પૂરેપૂરા સન્માનની અને સદ્ભાવની લાગણી રાખી રહ્યા હતા.

[ ૧૧ ]

૧૯૨૧માં રવીન્દ્રનાથે 'વિશ્વભારતી'ની સ્થાપના કરી. વિશ્વભારતી આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠ છે યત્ર વિશ્વ ભવત્યેકનીડ (જ્યાં વિશ્વ એક માળો બની રહે છે) એવો આ સંસ્થાનો મુદ્રાલેખ હતો. વિશ્વભારતીની કથા કેળવણીકાર રવીન્દ્રનાથ વિશેની વાત કહીશું ત્યારે કરીશું.

વિશ્વભારતીની સ્થાપના જે વર્ષે થઈ તે વર્ષે મહાત્માજીએ અસહકારનું આંદોલન શરૂ કર્યું હતું. એ આંદોલન અંગે ગાંધીજી અને રવીન્દ્રનાથ વચ્ચે મતભેદ હતો. રવીન્દ્રનાથે ગાંધીજીના વિચારોની કડક સમીક્ષા કરતો એક લેખ લખ્યો હતો. ગાંધીજીએ તેનો વિવેકપૂર્ણ પણ મક્કમ જવાબ આપ્યો હતો. ગાંધીજીએ ઉત્તર આપતાં જે લેખ

લખ્યો હતો તેમાં તેમણે ગુરુદેવને "મહાન સંત્રી"નું બિરુદ આપ્યું હતું.

ભારતનાં ગામડાઓની પરિસ્થિતિથી રવીન્દ્રનાથ ભારે દુઃખ અનુભવી રહ્યા હતા. એ પરિસ્થિતિ સુધારના માટે એ નિરંતર પ્રયત્નશીલ રહેતા. પણ આવો સુધારો કરવા માટે તો સંખ્યાબંધ કાર્યકરો જોઈએ એમ એમને લાગતું હતું. એવા કાર્યકરો તૈયાર કરવાની દૃષ્ટિથી એમણે એક સંસ્થાની સ્થાપના કરી. એ સંસ્થાનું નામ એમણે શ્રીનિકેતન પાડ્યું. પુરુષાર્થ દ્વારા જે કલ્યાણ સિદ્ધ થાય અને તેમાંથી જે સૌંદર્ય પ્રગટે તે શ્રી કહેવાય. આ દૃષ્ટિથી જ તેમણે એ સંસ્થાનુ નામ શ્રીનિકેતન પાડ્યું હતું. આ સંસ્થા વિશે પણ આપણે અન્યત્ર વાત કરીશું.

૧૯૨૦ના સમયથી રવીન્દ્રનાથ દેશમાં તેમજ દુનિયામાં ખૂબ ખૂબ ફરતા હતા. એમનું વય ૬૦ વર્ષનું થઈ ગયું હતું. આટલી ઉંમરે આટલા બધા પ્રવાસ કરવા એ સરળ ન હતું. વળી આ પ્રવાસ પણ કેવા ? તેમાં સ્થળે સ્થળે એમને પ્રવચનો આપવાં પડે. તેમાં સ્થળે સ્થળે લોકમેદની ઊભરાયા કરે. તેમાં કેટલીક જગ્યાએ એમને કડવી ટીકાઓના ભોગ બનવું પડે.

આવી સ્થિતિ હતી તોયે તે નિરંતર પ્રવાસ કરતા. એ પ્રવાસ એ 'વિશ્વભારતી' માટે કરતા. દુનિયાભરમાં વિશ્વભારતી જાણીતી થાય એવી એમની ઇચ્છા હતી. દુનિયાભરના વિદ્વાનો સાથે એમને પરિચય કેળવવો હતો. એમનો પરિચય કેળવીને એ આંતરરાષ્ટ્રીય સહકાર મેળવવા મથતા હતા. વિશ્વભારતી માટે નાણાં એકઠાં કરવાનાં હતાં આ કારણે જ એ સતત પ્રવાસ કરતા.

૧૯૨૦ થી ૧૯૩૬ સુધી એમણે આવા પ્રવાસો કર્યા કર્યા છે. ૧૯૨૦–૨૧ માં એ યુરોપ–અમેરિકા ગયા. ૧૯૨૨ માં એ દક્ષિણ ભારત અને લંકાના પ્રવાસે ગયા. ૧૯૨૩માં એમણે સિંધ, સૌરાષ્ટ્ર,

આસામ અને પશ્ચિમ ભારતના કેટલાક પ્રદેશોમાં પ્રવાસ કર્યો ૧૯૨૪ મા એમણે ચીન, જાપાન, દક્ષિણ અમેરિકા અને ઇટલીની યાત્રા કરી ૧૯૨૬ મા ઇટલી, સ્વીટ્ઝર્લૅન્ડ, નૉર્વે, ડેન્માર્ક, જર્મની, ઝેકોસ્લોવેકિયા, બાલ્કન પ્રદેશો, ગ્રીસ અને મિસરની એમણે મુલાકાત લીધી ૧૯૨૭ મા એ ઉત્તર ભારત અને મધ્ય ભારતના પ્રવાસે ગયા તેમજ જાવા, સુમાત્રા, થાઈલેંડ વગેરે અગ્નિએશિયાના દેશોમા ફર્યા ૧૯૨૮ મા એ ફરીને દક્ષિણ ભારત અને લંકા જઈ આવ્યા. ૧૯૨૯ માં એ કેનેડા ગયા અને વળતાં જાપાન તેમ જ ઇન્ડોચાઈનાની મુલાકાત લઈ આવ્યા ૧૯૩૦ માં એ વડોદરા, અમદાવાદના પ્રવાસે આવ્યા અને એ જ વર્ષે ફ્રાન્સ, ઇંગ્લંડ, જર્મની, ડેન્માર્ક, સોવિયેત સંઘ અને યુનાઈટેડ સ્ટેટ્સનો પ્રવાસ કરી આવ્યા એક ૧૯૩૧નુ વર્ષ ખાલી ગયું ૧૯૩૨ મા એ વિમાનમાર્ગે ઇરાન જઈ આવ્યા અને માર્ગમા ઇરાકમા પણ રોકાયા ૧૯૩૩ થી ૧૯૩૬ સુધી શાંતિનિકેતન માટે નાણા એકઠા કરવા રવીન્દ્રનાથ ભારતમા વર્ષે વર્ષે પોતાની મંડળી લઈને નાટ્યપ્રવાસ કરતા ૧૯૩૬મા ૭૫ વર્ષના એ વયોવૃદ્ધ કવિને આ રીતે ફરવુ પડે એ જોઈને ગાધીજીના મનમા ભારે સતાપ થયો. એમને તેથી ભારે શરમ લાગતી હતી દિલ્હીમા આવા પ્રવાસ દરમ્યાન ગુરુદેવ ગાધીજીને મળ્યા તે રાત્રે ગાધીજીને ઊંઘ આવતી નહતી એ આંટા મારતા હતા મહાદેવભાઈ આ જોઈ રહ્યા હતા આખરે એ ગાધીજી પાસે ગયા અને નિદ્રા ન આવવાનુ કારણ એમને પૂછ્યુ. ગાધીજીએ ઉત્તર આપ્યો "ગુરુદેવને શાંતિનિકેતન માટે નાણાં મેળવવા આવી રીતે નાચવા નીકળવુ પડે છે એ સાભળીને મારી ઊંઘ ઊડી ગઈ છે" ચૂપચાપ મહાદેવભાઈ પાસેના જ ખડમા સૂતેલા ઘનશ્યામદાસ બિડલા પાસે ગયા એમને એમણે આ વાત કરી બિડલાજીએ તત્કાળ ૬૦,૦૦૦ રૂપિયાનો ચેક લખી આપ્યો ગુરુદેવ ત્યારે નિશ્ચિંત બનીને શાંતિનિકેતનમા પહોચી ગયા

આ પછી ૧૯૩૯મા ઓરિસા સરકારના અતિથિ તરીકે એ ગયા હતા.

૧૯૩૦ માં ગુરુદેવ યુરોપ જવાના હતા તે પહેલાં તે અમદાવાદ આવ્યા હતા. ગાંધીજી ત્યારે સત્યાગ્રહ સંગ્રામ શરૂ કરવાની તૈયારીમાં હતા ત્યાં એમને મળીને ગુરુદેવે ગાંધીજીની લડતની પ્રતિજ્ઞાને આશીર્વાદ આપ્યા

આ સમય સુધી રવીન્દ્રનાથ લેખન કરતા હતા, તે કેળવણીકાર બન્યા હતા, તે વિશ્વયાત્રી હતા, તે પ્રખર દેશભક્ત હતા ૧૯૩૦માં એમની પ્રતિભા એક નવા સ્વરૂપે ઝળકી. એમણે ચિત્ર કરવાનું શરૂ કર્યું.

વિશ્વયાત્રી રવીન્દ્રનાથના યાત્રાઅનુભવો અને એ યાત્રા દરમ્યાન થયેલાં મહાજન-મિલનો વિશે વિગતથી વાત કરવાની છે જ. એમની ચિત્રકલા વિશે પણ કંઈક માહિતી આપવાની છે જ. એ આપણે અન્યત્ર કરીશું

## [૧૨]

૧૯૧૩ માં રવીન્દ્રનાથને કલકત્તા યુનિવર્સિટીએ 'ડૉક્ટર ઑફ લિટરેચર'ની પદવી આપી ત્યારથી એમને એવા પ્રકારના સન્માન મળતા જ રહ્યા હતા. ૧૯૩૧મા કલકત્તાની સંસ્કૃત કૉલેજે એમને 'કવિ સાર્વભૌમ'ની પદવી આપી હતી. ૧૯૩૫માં વારાણસીની વિદ્યાપીઠે 'ડૉક્ટર ઑફ લિટરેચર'ની પદવી એમને આપી હતી. ૧૯૩૭માં આગ્રા યુનિવર્સિટીએ 'ભારતતીર્થ'ની પદવી આપી. ૧૯૩૮માં હૈદરાબાદની ઉસ્માનીઆ યુનિવર્સિટીએ 'ડૉક્ટર ઑફ લિટરેચર'ની પદવી આપી એમના અવસાન પહેલાં બરાબર એક વર્ષે ૧૯૪૦ના ઑક્ટોબરની સાતમી તારીખે ઇંગ્લૅંડની પ્રતિષ્ઠિત ઑક્સફોર્ડ યુનિવર્સિટીએ એમને 'ડૉક્ટર ઑફ લેટર્સ'ની પદવી આપી હતી. એ પદવી લેવા માટે ગુરુદેવ ઑક્સફોર્ડ સુધી જઈ શકે

તેમ ન હતા એટલે એ યુનિવર્સિટીએ પદવીદાન સમારંભ શાંતિનિકેતનમાં ગોઠવ્યો. એ યુનિવર્સિટીની પદ્ધતિ અનુસાર જ આખી કાર્યવાહી ચાલી રહી હતી. યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણન્ અને શ્રી મોરીસ ગ્વાયરની નિમણૂક કરવામાં આવી હતી. પદવીદાન નિમિત્તે અપાતું પ્રવચન ઑક્સફર્ડ યુનિવર્સિટીની પ્રણાલિકા અનુસાર લેટિન ભાષામાં અપાયું હતું. એ પ્રવચન કલકત્તાના ન્યાયમૂર્તિ એન્ડરસને વાંચ્યું હતું. એ પછી નીચે પ્રમાણેનું નિવેદન વંચાયું હતું :

"પૂજ્ય અને પરમ વિદ્વાન મહાશય, કાવ્યદેવી અને સંગીતદેવીના લાડકવાયા અધ્વર્યુ, ઉપકુલપતિના નામે અને ઑક્સફર્ડ વિદ્યાપીઠની સત્તાના પ્રતિનિધિ તરીકે હું આપને ડૉક્ટર ઑફ લેટર્સની માનદ પદવી અર્પણ કરું છું."

આનો ઉત્તર આપતાં ગુરુદેવે સંસ્કૃત ભાષામાં પ્રવચન કર્યું હતું. એમણે કહ્યું હતું :

"મને ભારતીય કવિને માન આપીને તમારી પ્રાચીન વિદ્યાપીઠે માનવધર્મની મહાન પ્રણાલિકા વ્યક્ત કરી છે. આ પ્રણાલિકાનું આજે ખાસ મહત્ત્વ છે અને તેનો સંદેશ ઝીલતાં હું યુનિવર્સિટીની આ ઉપાધિને આવતા નવા યુગના કલ્યાણનાં ચિહ્ન તરીકે સ્વીકારું છું, અને જો કે હું એ દિવસની પ્રતિષ્ઠા જોવા પામીશ નહીં, તોપણ મિત્રતાસૂચક આ સંકેત ચિહ્નનો હું આનંદપૂર્વક સ્વીકાર કરું છું."

૧૯૩૧ માં ગુરુદેવને ૭૦ વર્ષ પૂરાં થયાં એ પ્રસંગે બંગાળમાં મહોત્સવ ઉજવાયો. દિવસો સુધી એ ઉત્સવ ચાલ્યો. કલકત્તા કૉર્પોરેશન, બંગીય સાહિત્ય પરિષદ, હિન્દી સાહિત્ય સમ્મેલન વગેરે સંસ્થાઓએ પણ આ ઉત્સવ ઊજવ્યો અને ગુરુદેવને સન્માનપત્ર અર્પણ કર્યાં. આ પ્રસંગ નિમિત્તે "ગોલ્ડન બુક ઑફ ટાગોર" (ટાગોર સુવર્ણ ગ્રંથ) નામનો એક અભિનંદન ગ્રંથ અર્પણ થયો. એમાં ૩૦

દેશોના વિદ્વાનોના લેખો હતા. ગાંધીજી, શ્રી કૃષ્ણલાલ ઝવેરી, શ્રી નેન્સી મહેતા વગેરે ગુજરાતી મહાનુભાવોના લેખો પણ તેમાં હતા.

૧૯૪૧ ના મે માં ગુરુદેવે ૮૦ વર્ષ પૂરાં કર્યાં. એ વખતે પણ મહોત્સવો ઉજવાયા હતા. વિશ્વભારતીના ત્રિમાસિકનો એ પ્રસંગે એક વિશેષાંક પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. ગાંધીજીએ આ પ્રસંગે સંદેશો મોકલતાં લખ્યું હતું : "આપની ભારતને ખૂબ ખૂબ જરૂર છે. ૮૦ વર્ષ પૂરતાં નથી, સો વરસ જીવો !" પણ ગુરુદેવ આ સમયે વ્યગ્ર હતા. વિશ્વયુદ્ધ ત્યારે ચાલતું હતું. જીવન એમને અસહ્ય લાગતું હતું. એમણે જવાબ મોકલ્યો : "૮૦ વરસ કંઈ ઓછાં દુઃખદાયક નથી; ૧૦૦ તો અસહ્ય થઈ પડશે."

છેલ્લે છેલ્લે "સંસ્કૃતિ ઉપર સંકટ" નામનું એક પ્રવચન એમણે આપ્યું હતું અને એમાં એમણે પોતાનો આખરી સંદેશ આપ્યો હતો. ગુરુદેવની શ્રવણશક્તિ પણ શિથિલ થવા માંડી હતી. એમને ગ્લેક્સો ઉપર રાખવામાં આવતા હતા. મજાકમાં ગુરુદેવ કહેતા : "હું ગ્લેક્સો બાળક છું."

જુલાઈમાં ગુરુદેવની તબિયત વધુ લથડી. એમને ઉપચાર માટે કલકત્તા લઈ જવાનું ઠરાવવામાં આવ્યું. એ સમયે શાંતિનિકેતનમાંથી વિદાય લેવાનું ગુરુદેવને બહુ વસમું લાગ્યું. વિદાય પહેલાં એમણે ઘણા વિદ્યાર્થીઓ અને અધ્યાપકોની સાથે મુલાકાતો ગોઠવી હતી.

૨૫ મી જુલાઈએ સ્ટ્રેચર ઉપર લઈને ઉત્તરાયણમાંથી ગુરુદેવને બસમાં મૂકવામાં આવ્યા. બપોરે સાડાત્રણ વાગ્યે એ પોતાના કલકત્તાના નિવાસસ્થાનમાં પહોંચ્યા. ચાર દિવસ પછી શસ્ત્રક્રિયા કરવાનું દાક્તરોએ ઠરાવ્યું. અસહ્ય વેદના થતી હતી તોયે ગુરુદેવે મજાક કરવાનું છોડ્યું નહીં. એમણે દાક્તરોને કહ્યું : "૮૦ વર્ષ સુધી જે મસ્તકને મેં ઉન્નત રાખ્યું છે તેને નમાવવા તમે દાક્તરો કોશિશ કરી રહ્યા છો."

દાક્તરો એમને ખાતરી આપતા હતા કે, "આ શસ્ત્રક્રિયામાં

વેદના થશે નહીં, સાવચેતીનાં પૂરેપૂરાં પગલાં લેવામાં આવશે." ત્યારે ગુરુદેવે હસતાં હસતાં કહ્યું હતું કે, "અંત સામે કોઈ સાવચેતી ચાલી શકતી નથી."

શસ્ત્રક્રિયાને આગલે દિવસે રવીન્દ્રનાથે એક કાવ્ય રચ્યું હતું. શસ્ત્રક્રિયાને દિવસે પણ એમણે એક કાવ્ય સવારે રચ્યું હતું. એમનાં પુત્રવધૂ પ્રતિમાદેવી એ સમયે શાંતિનિકેતનમાં માંદગીને બિછાને પડયાં હતાં. તેમના ઉપર એમણે પત્ર પણ લખાવ્યો હતો.

૩૦મી જુલાઈની સવારે સાડાદશ વાગે ડૉ. બેનરજીએ શસ્ત્રક્રિયા શરૂ કરી. એક કલાકમાં તે પૂરી થઈ અને સફળ રીતે પૂરી થઈ. ગાંધીજીને તારથી આ સમાચાર મોકલવામાં આવ્યા.

શસ્ત્રક્રિયા દરમ્યાન રવીન્દ્રનાથને અસહ્ય વેદના થઈ હતી. પણ એ પછી તબિયત સુધરતી લાગતી હતી. બે દિવસ સુધી સુધારો ચાલુ રહ્યો પણ પછી ફરીને ઉધરસ શરૂ થઈ. ૪થી તારીખે પ્રતિમાદેવીને બોલાવવામાં આવ્યાં. બે દિવસ ગુરુદેવ મૂર્છિત દશામાં રહ્યા.

સાતમી ઑગસ્ટની સવારે તબિયત વધુ બગડી. દાક્તરોએ ઑક્સિજન આપ્યો પણ કંઈ વળ્યું નહીં. છેવટની આ સારવારમાં કંઈક ભૂલ થઈ હતી એમ એ સમયે એમની સારવારમાં રહેલા એક દાક્તર પાસેથી આ જીવનકથાના લેખકે સાંભળ્યું છે.

સાતમી ઑગસ્ટે બપોરે બાર ઉપર તેર મિનિટે રવીન્દ્રનાથ ટાગોરનો જીવનદીપ બુઝાઈ ગયો.

કલકત્તાના આકાશવાણીના મથકે દેશને આ આઘાતજનક સમાચાર સહુથી પહેલાં આપ્યા.

આખા દેશમાં વિશાદનું વાદળ છવાઈ ગયું. દેશના અને દુનિયાના મહાજનોએ ગુરુદેવને અંજલીઓ આપી.

ગાંધીજીએ આ પ્રસગે અંજલી આપતાં કહ્યું : "કવિવર ટાગોરના અવસાનથી આપણે આ યુગના કવિસમ્રાટ જ નહીં, પરંતુ પ્રખર રાષ્ટ્રવાદી માનવપ્રેમી ગુમાવ્યા છે. કોઈ પણ જાહેર પ્રવૃત્તિ તેવી નહીં હોય કે જેના પર કવિવરના પ્રબળ વ્યક્તિત્વની છાપ ન હોય. શાંતિનિકેતન અને શ્રીનિકેતન દ્વારા એમણે સમગ્ર રાષ્ટ્રને તેમજ સમગ્ર વિશ્વને પોતાનો વારસો આપ્યો છે."

આપણા દાર્શનિક રાજપુરુષ શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણને ગુરુદેવને અંજલી આપતાં કહ્યું હતું કે, "તે હિંદના પુનરુત્થાન કાળની સૌથી મોટી વિભૂતિ હતા. કેટલીયે પેઢીઓથી તેમના જેવા મહાન કવિ આપણને મળ્યા નથી. તેમનાં કાવ્યો અને લખાણોને લીધે હિંદ બહારના લાખો લોકો આપણા દેશ અને સંસ્કૃતિ પ્રત્યે માનની નજરે જોઈ રહ્યા છે." લંડનમાંના સોવિયેત એલચી મેઇસ્કીએ કહ્યું હતું : "હિંદના મહાન લેખક અને કવિના મૃત્યુ પ્રત્યે મારો હાર્દિક શોક વ્યક્ત કરું છું. એમનું નામ મારા દેશમાં ખૂબ જાણીતું હતું. અને તેમનાં લખાણો સોવિયેત પ્રજાના આમવર્ગને ખૂબ ગમતાં હતાં. રવીન્દ્રનાથ જગત સાહિત્યમાં હમેશાં ઊંચે સ્થાને વિરાજશે. અને હિંદની પ્રજાના આત્માને વ્યક્ત કરનાર તેના સાચા પ્રતિનિધિ તરીકે તેનું નામ અમર રહેશે."

ગુરુદેવે શાંતિનિકેતનની છેલ્લી વિદાય લીધી ત્યારે તેમણે એક કવર ત્યાં મૂક્યું હતું. તેમાં એક ચિઠ્ઠી હતી. તે ચિઠ્ઠીમાં લખ્યું હતું :

"મારી છેલ્લી અભિલાષા છે કે મારા મૃતદેહને સદેહ પરિવસ્ત્રમા શાંતિનિકેતનમા મારા નિવાસસ્થાન ઉત્તરાયણના પાછળના ભાગમા આવાગદના મહારાજના મકાન પાસે જ અગ્નિસસ્કાર દેજો"

આ સાથે તેમણે એક કાવ્ય મૂક્યું હતુ અને સૂચવ્યુ હતુ કે, "મારા મૃત્યુ પછી આ કાવ્ય મદિરમા બેસીને સૌ ગાજો"

સધ્યા સમયે સૌ પ્રાર્થનામદિરમા મળ્યા શરૂઆતમા ગુરુદેવના બે ગીતો ગવાયા એ પછી આચાર્ય ક્ષિતિમોહન સેને ગુરુદેવને અજલી આપતા કહ્યુ : "હે મહાપ્રાણ! જે તપોભૂમિમા તે ચાળીસ વર્ષો સુધી સાધના કરી તે જ તપોભૂમિમાં તુ અમારી વિદાય લેવા આવ્યો છે તારો દેહ અમે જોઈ શકતા નથી, છતાં અમે કયા શબ્દોમા તને વિદાય આપીએ? કયા મોઢે તારી સન્મુખ ઊભા રહીએ? અમારી પાસે નથી સાધના કે નિર્મળતા કે જેના બળ વડે અમે તને કઈક કહી શકીએ જ્યાં સુધી તારો પ્રાણ અમારા વચ્ચે હતો ત્યા સુધી તારા ચરણોમા માથુ રાખવા જેટલી શક્તિ પણ અમારામા નહતી જે શ્રેષ્ઠ સ્થળે તે પ્રયાણ કર્યું છે ત્યાથી તારી નિર્મળ વાણી સાભળવા જેટલી અમારી યોગ્યતા નથી તુ અમારી સમક્ષ ઊભો છે છતાં આજે તારા નિર્મળ ચરણોનો સ્પર્શ અમે અમારા મલિન હાથે નથી કરી શકતા

"હે તપોધન! હે મહાપ્રાણ ગુરુદેવ! તારી સાધનાનો પુણ્ય લાભ અમારી શુદ્રતા, દુર્બળતા અને મલિનતા નષ્ટ કરી, અને અમને નિર્મળ, નિસ્વાર્થી અને શક્તિશાળી બનાવો જેથી અમે તારી વાણી ઝીલી શકીએ"

અતે ગુરુદેવે સૂચવેલુ ગીત ગવાયુ

"સન્મુખે શાતિ પારાવાર
ભાસાઓ તરણી હે કર્ણધાર!"

સાચે જ ગુરુદેવ પરમ અને શાશ્વત શાંતિ અનુભવતાં અનંતકાળની યાત્રાએ ગયા છે. તેમનો દેહ નાશ પામ્યો છે પણ એમની યશઃકાય તો માનવતા જીવશે ત્યાં સુધી રહેવાની છે.

नास्ति येषां यशःकाये जरामरणजम् भयः ।

[ १ ]

રવીન્દ્રનાથ ટાગોરની જન્મશતાબ્દી દુનિયામા, ભારતમા અને ગુજરાતમાં ઊજવાઈ છે. આ પ્રસંગે રવીન્દ્રનાથ સાથેના પોતાના સંબધનો વિચાર બધા દેશ-પ્રદેશ કરે એ સ્વાભાવિક છે. રવીન્દ્રનાથ વિશ્વવ્યાપક ઘટના સમા હતા. એની કંઈક અસર બધે જ હોય એમનો મીપો કે આડકતરો સબધ બધે જ બધાયો હોય. એ સંબધને પરિણામે પરસ્પર અસર પહોચ્યા વિના રહે નહિ. એટલે એ સંબધ અને એ અસર વિષે સિંહાવલોકન કરવામા યથાર્થતા છે.

બધા દેશ-પ્રદેશ વિષે આ જેટલું સાચું છે તેથી ઘણા વધુ પ્રમાણમાં એ આપણા ગુજરાત પ્રદેશ વિષે સાચું છે. ગુરુદેવ અને ગુજરાત વચ્ચે વિવિધ સ્વરૂપનો સંપર્ક રચાયો છે. એ સંપર્કના પરિણામે બંનેના વિકાસ ઉપર અને ઘડતર ઉપર અસર પહોંચી છે. એ સંબધનું અવલોકન રસપ્રદ પણ ઘણું છે. દેવેન્દ્રનાથ ટાગોરથી શરૂ થયેલો આ સંબંધ આજ પર્યંત ચાલુ રહ્યો છે અને ભવિષ્યમા પણ ચાલુ રહેવાનો છે. કિશોરાવસ્થાથી રવીન્દ્રનાથનો ગુજરાત સાથેનો સબંધ રચાયો છે. એમના કાવ્યના વિવિધ સ્વરૂપો ઉપર, એમના સંગીત ઉપર અને એમના જીવન ઉપર પણ આ સંબધે અસર પહોચાડી છે એવી જ રીતે ગુજરાતી સાહિત્ય ઉપર, ગુજરાતી સંગીત ઉપર અને ગુજરાતના જીવનદર્શન ઉપર રવીન્દ્રનાથની સ્પષ્ટ અસર આવી છે.

વિગતોમાં આપણે પછી ઊતરીશું. પહેલાં આપણે સમગ્રાવલોકન કરી જઈએ.

ઇ. સ. ૧૮૭૮ના સપ્ટેમ્બરમાં રવીન્દ્રનાથ યુરોપયાત્રાએ ગયા હતા. એ પહેલાં એ એમના વડીલ બંધુ સત્યેન્દ્રનાથને ત્યાં ૭ મહિના સુધી અમદાવાદમાં રહ્યા હતા. ગુજરાત રાજ્ય રચાયા પછી જ્યાં ગુજરાતના રાજ્યપાલનું નિવાસસ્થાન મુકરર થયું છે એ શાહીબાગના મહેલમાં રવીન્દ્રનાથ રહેતા હતા. એમના ભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર બ્રિટિશ જમાનામાં પ્રથમ હિન્દી સનંદી અમલદાર હતા. અમદાવાદમાં એ સહાયક જિલ્લા ન્યાયમૂર્તિ હતા. એમને ત્યાં રવીન્દ્રનાથ આવ્યા હતા. શાહીબાગના મધ્યકાલીન સ્થાપત્યની વચ્ચે સાબરમતીના તટે સત્તર વરસના કિશોર રવીન્દ્રનાથે સંગીતરચનાની પ્રેરણા મેળવી હતી. રવીન્દ્ર-સંગીતનું જન્મસ્થાન આમ અમદાવાદ છે. વરસો પછી રવીન્દ્રનાથે 'ક્ષુધિત પાષાણ' નામની એક નવલિકા લખી હતી. આ નવલિકાનાં દશ્યો અને એની પ્રેરણા પણ આ શાહીબાગના મહેલના નિવાસમાં જ છે.

ગુજરાતી કુટુંબો સાથે ટાગોરકુટુંબનો સંબંધ રચાયો હતો તેને પરિણામે રવીન્દ્રનાથનો ગુજરાત સાથેનો સંપર્ક આ પછીના કાળમાં પણ સતત ચાલતો રહ્યો હતો.

એ સંબંધને વધુ ઘનિષ્ઠ બનાવનારો પ્રસંગ ૧૯૧૫માં આવ્યો. એ વરસે મહાત્માજી દક્ષિણ આફ્રિકાથી ભારતમાં આવ્યા. એ આવ્યા ત્યારે ફિનિક્સ આશ્રમના એમના સહવાસીઓને પોતાની સાથે લાવ્યા હતા. ભારતમાં ક્યાં વસવું એનો નિર્ણય કરવાનો બાકી હતો. દીનબંધુ એન્ડ્રૂઝના સૂચનથી રવીન્દ્રનાથે એ નિર્ણય થાય ત્યાં સુધી શાંતિનિકેતનમાં આવીને વસવાનું એમને આમંત્રણ આપ્યું. એ રીતે ગાંધીજી શાંતિનિકેતન ગયા અને ગાંધી–ગુરુદેવ સંબંધનો આરંભ થયો. એ સંબંધ કાયમી બન્યો. પરિણામે ગુરુદેવ અને ગુજરાતનો સંબંધ વિકાસ પામ્યો.

આ પછી ૧૯૧૭મા ગાધીજી કલકત્તા ગયા હતા ત્યારે ગુરુદેવ, એન્ડ્રુઝ અને ગાધીજીનું મિલન ગુરુદેવના નિવાસસ્થાન જોડાસાંકોમા થયુ હતુ.

૧૯૨૦ અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું છઠ્ઠુ અધિવેશન મળ્યુ હતું એ પ્રસંગે ગુરુદેવનુ સન્માન કરવાનો નિર્ણય લેવાયો હતો. ત્યારે ગુરુદેવ ગુજરાતમા આવ્યા હતા અને અમદાવાદમાં તેમ જ ગુજરાતનાં બીજાં સ્થળોએ અનેક કાર્યક્રમોમાં હાજરી આપી હતી.

આ પ્રસગે ગુરુદેવ ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમમાં એક રાત રહ્યા હતા. એ પ્રસગે એમનુ જે સ્વાગત યોજાયુ હતુ એ આપણા વેદઉપનિષદ્ કાળના ઋષિઓના સ્વાગતસમુ હતું.

અમદાવાદમા આ પ્રસગે વનિતાવિશ્રામમાં ત્રીજી એપ્રિલના દિવસે ગુરુદેવે સબોધન કર્યું હતુ

ગુરુદેવને સંગીતની અને નવલિકાની પ્રેરણા જેમ ગુજરાતે આપી હતી તેમ એક બીજો વિશિષ્ટ અનુભવ ગુજરાતે કરાવ્યો હતો મૃગજળ વિષે ગુરુદેવે આ પહેલા સાભળ્યું તો હતું જ, પણ તેનું પ્રત્યક્ષ દર્શન એમણે ક્યારેય કર્યું ન હતુ. આ પ્રસગે ગુરુદેવ સૌરાષ્ટ્રના પ્રવાસે ગયા હતા અને એ પ્રવાસમા એમણે જીવનમાં પહેલી વાર મૃગજળનુ દર્શન કર્યું.

કવિપુત્ર રથીન્દ્રનાથે નદિની નામની એક ગુજરાતી બાળકીને દત્તક લીધી હતી એ રીતે ગુરુદેવ એક ગુજરાતણના પિતામહ બન્યા હતા. એ આ નદિનીને 'પીપૂડી' એવા નામે બોલાવતા.

આ પછી પણ ગુરુદેવ ગુજરાતના પ્રવાસે વારવાર આવ્યા છે. શાતિનિકેતનની ઝોળી ભરવામા ગુજરાતે ક્યારેય સંકોચ કર્યો નથી.

ગુરુદેવનું પોતાનું સ્વાગત ગુજરાતે જેમ હોંશથી કર્યું છે તેમ

એમના સાહિત્યનું સ્વાગત પણ પૂરા ઉમળકાથી કર્યું છે. એમની કૃતિઓ ઇ. સ. ૧૯૧૫થી ગુજરાતી ભાષામાં ઊતરવા લાગી છે અને આજ સુધી એ પ્રક્રિયા ચાલે છે. ભવિષ્યમાં પણ એ ચાલતી રહેવાની જ છે એ વિષે કાંઈ સંદેહ નથી.

ગુજરાતના સાહિત્યકારો અને બીજાં ક્ષેત્રોના અગ્રણીઓ સાથે રવીન્દ્રનાથને આત્મીય સંબંધ હતો. કેટલાક સાથે વધુ તો બીજાઓ સાથે ઓછો, પણ એવો જ ફલવંતો એ સંબંધ હતો. નરસિંહરાવથી માંડીને અદ્યતન ગુજરાતીઓ સુધી ઘણાઓએ રવીન્દ્રનાથનાં સંસ્મરણો આલેખ્યાં છે. ગુરુદેવ અને ગુજરાત વચ્ચેના સંબંધનું અવલોકન કરીએ ત્યારે આ સંસ્મરણોમાંથી કેટલીક મહત્ત્વની સામગ્રી આપણી જ રહે.

ગુજરાતની રંગભૂમિ ઉપર, ગુજરાતની ચિત્રકળા ઉપર, ગુજરાતના સંગીત ઉપર અને ગુજરાતના શિક્ષણક્ષેત્ર ઉપર રવીન્દ્રનાથની છાયા પડી છે અને એ છાયાએ પ્રેરણા તેમ જ સમૃદ્ધિ આપ્યાં છે.

ગુરુદેવ અને ગુજરાતના સંબંધમાં આવું આવું જે વૈવિધ્ય છે એ વૈવિધ્યનું અવલોકન કંઈક વિગતથી આપણે આ ખંડમાં કરીશું.

[ ૨ ]

સાબરમતીનો મહિમા મોટો છે. દેવોની રક્ષા માટે પોતાનાં અસ્થિ આપનાર મહર્ષિ દધીચિથી માંડીને મહાત્મા ગાંધી સુધી આ નદીના તટે ન ભુલાય એવા અનેક મહાજનો વસ્યા છે.

આવી સાબરમતીના કિનારા ઉપર અમદાવાદ શહેર વસ્યું છે. એ અમદાવાદ શહેરમાં નદીના કિનારા ઉપર જ શાહીબાગનો મહેલ છે. મોગલ જમાનામાં આ મહેલ શાહજહાં નામના શહેનશાહે બંધાવ્યો હતો. દુનિયાની ઇમારતોની રાણી સમો તાજમહાલ બંધાવનાર

શાહજહાએ બંધાવેલો આ મહેલ એ પછીના જમાનામાં ખંડેર જેવો બની ગયો હતો. અંગ્રેજ સરકારની સત્તા આવ્યા પછી આ મહેલને રહેવાલાયક બનાવવામાં આવ્યો.

આ મહેલમાં ઘણાં વરસો પહેલાં એક ન્યાયાધીશ રહેતા હતા. એ ન્યાયાધીશ બંગાળી હતા. એમને ત્યાં એક સત્તર વરસનો કિશોર રહેવા આવ્યો. ન્યાયાધીશ તો આખો દિવસ અદાલતમાં જાય. ઘેર કિશોર એકલો રહે. એને આખો દિવસ ઘૂઘવતાં પારેવાંની, ખિસકોલીઓની અને પાતળા પ્રવાહમાં વહેતી સાબરમતી નદીની સોબત રહે. આખો દિવસ એ કિશોર આ વિશાળ મહેલમાં એક ખંડમાંથી બીજા ખંડમાં ભમ્યા કરે, અને વચ્ચે વચ્ચે નદીકિનારા ઉપર ઝૂમતી અટારીઓમાં જઈને રેતીના વિશાળ પટમાં વહેતી સાબરમતીની રેખાને નીરખે.

આ મહેલના ગોખલાઓમાં ન્યાયાધીશે પુસ્તકો ગોઠવ્યાં હતાં. મેલો કિશોર પુસ્તકોનાં પાનાં આમતેમ ઉથલાવે અને તેમાં જો કોઈ વાતમાં રસ પડી જાય તો વળી થોડુંઘણું વાંચી લે. આ પુસ્તકોમાં એક મોટા અંગ્રેજ કવિ ટેનિસનનાં કાવ્યોનો એક સંગ્રહ હતો. એમાં સુંદર ચિત્રો હતાં, એટલે એ કિશોરને એ ગ્રંથ બહુ ગમી ગયો. એ વારંવાર એનાં પાનાં ઉથલાવે અને એના ચિત્રો જુએ. એમ તો એ તેમાંનાં કાવ્યો પણ ક્યારેક વાંચતો, પણ એ કાવ્યોને સમજવા જેટલી બુદ્ધિ વિકસી ન હતી. આ પુસ્તકોમા સંસ્કૃત કાવ્યોનું એક પુસ્તક હતું. સસ્કૃતમા એ કિશોરને કંઈ સમજ પડતી ન હતી. પણ સંસ્કૃત ભાષાના શબ્દોમાં જે રણકાર છે તેનાથી એ મુગ્ધ થતો અને તેથી વગર સમજ્યે એ સંસ્કૃત કાવ્ય એ વાચતો હતો. તેમાયે સૌથી વધુ તો તે અમરુશતકના શ્લોક વાચતો.

આ મહેલની ઉપર મિનારાની ટોચે એક નાનો ખંડ હતો. કિશોરને એ ખંડ બહુ ગમતો. ત્યાં તેને માત્ર ભમરાઓની સોબત હતી. એ ભમરાઓનો ગુંજારવ સાંભળતાં અને સાબરમતીના નિર્મળ

નીરનાં દર્શન કરતાં કરતાં આ કિશોર પોતે પણ જાણે ગુંજારવ કરવા લાગતો હતો. રાત્રે એ આ ગગનચુંબી ખંડમાં એકલો સૂતો અને ત્યારેયે પેલા ભમરાઓની સોબત તેને મળતી હતી.

ચાંદની હોય એવી રાત્રિઓએ આ કિશોર મહેલની વિશાળ અગાસીમાં મોડી રાત સુધી પરિભ્રમણ કરતો. આવા પરિભ્રમણ દરમિયાન એ કિશોરે અવનવી સંગીતરચના કરવાનો આરંભ કર્યો હતો. 'ગુલાબકન્યા' નામનુ કાવ્ય અને તેનું સંગીત આ રીતે આ મહેલની અગાસીમાં જન્મ પામ્યાં છે.

આ કિશોરને અંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હતું. એ જ્ઞાન વધારવા માટે એ અહીં અંગ્રેજી પુસ્તકો વાંચવા લાગ્યા. સમજાય કે ન સમજાય તેની ચિંતા કર્યા વગર તે વાંચ્યે જ જાય છે. પરિણામે અંગ્રેજી ભાષા ઉપર તેણે સરસ કાબૂ મેળવ્યો.

અમદાવાદમાં વસતા એ ન્યાયાધીશનું નામ સત્યેન્દ્રનાથ ટાગોર હતું. અમદાવાદ સાથેનો એમના કુટુંબનો સબંધ તો એમના પિતા દેવેન્દ્રનાથ ટાગોરના વખતથી બધાયો હતો. દેવેન્દ્રનાથ ટાગોર અહીં પ્રાર્થના સમાજ મંદિરમા વ્યાખ્યાનો આપી ગયા હતા. સત્યેન્દ્રનાથ ટાગોર તો અહીં ઘણા સમય સુધી રહેલા. એ તો ગુજરાતી ભાષા શીખી ગયેલા અને પ્રાર્થના સમાજમાં એ વારંવાર ગુજરાતીમાં ભાષણો આપતા. ભોળાનાથ સારાભાઈ સાથે એમને ઘણો ઘનિષ્ઠ સંબધ હતો. ભોળાનાથ સારાભાઈએ ઈશ્વરપ્રાર્થનામાળામાં આપેલાં ઘણાં ભજનો મૂળ બંગાળીમાથી ગુજરાતીમાં ઊતરેલાં છે. એ ભોળાનાથ સારાભાઈ અને સત્યેન્દ્રનાથના સહકારનું પરિણામ છે.

સત્યેન્દ્રનાથ ટાગોરને ત્યાં આવેલો કિશોર તેમનો નાનો ભાઈ હતો. તેનું નામ રવીન્દ્રનાથ હતું. તેણે જે સંગીતની રચના કરી તે આજે રવીન્દ્રસંગીતના નામે આખી દુનિયામાં જાણીતું છે. ગુજરાતના પાટનગરમા આ રવીન્દ્રસંગીતનો જન્મ થયો છે.

બીજી પણ એક વાત જાણવા જેવી છે. રવીન્દ્રનાથે માત્ર કવિતાઓ નથી લખી. તેમણે બીજું ઘણું લખ્યું છે. તેની વાત તો આપણે કરીશું જ, પણ જે મહેલની વાત આપણે કરી એ મહેલમાંથી કલ્પના પામીને રવીન્દ્રનાથે 'ક્ષુધિત પાષાણ' નામની વાર્તા લખી છે. એટલે માત્ર રવીન્દ્રનાથના સંગીતનું જન્મસ્થાન અમદાવાદમાં નથી, એ વાર્તાનું જન્મસ્થાન પણ અમદાવાદમા છે.

રવીન્દ્રનાથના ગુજરાત સાથે થયેલા આ સંબધનુ એક ઘણું જૂનું સ્મરણ શ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાએ એમના 'સ્મરણમુકુર'માં સાચવ્યું છે.

સત્યેન્દ્રનાથ શોલાપુરમાં હતા ત્યારે નરસિંહરાવ પણ ત્યાં હતા. એ દરમિયાન રવીન્દ્રનાથ ત્યાં ગયા હતા. એ ત્યાં ગયા ત્યારે નરસિંહરાવે એમનું સગીત પહેલી વાર સાંભળ્યું. એને વિશે એમણે કરેલી નોંધ આ પ્રમાણે છે:

"બંગાલી સંગીતકલાનો પ્રથમ પરિચય આ સમયમા હમને થયો. સત્યેન્દ્રનાથની પુત્રીની વાયોલીન ઉપરની કલા અનુપમ હતી. પરંતુ બંગાલી પદ્ધતિનુ કંઠગાન સત્યેન્દ્રનાથને ઘેર હેમના ભાઈ રવીન્દ્રનાથ આવ્યા ત્યારે પ્રથમ જ સાંભળ્યું, અને સાંભળી આનન્દસાન્દ્રોલય કેવો હોય તે અનુભવ થયો. એ ગાયક આપણા રવીન્દ્રનાથ ટાગોર હતા. (હવે એ જૂનુ ગાનસૌન્દર્ય હેમના કંઠમાંથી કાંઈક ઓછું થયાનુ મ્હને ત્રણ વર્ષ ઉપર લાગ્યું હતું.)"

રવીન્દ્રનાથે પોતે પણ પોતાની જીવનસ્મૃતિમાં આ અમદાવાદ-નિવાસ વિશે લખ્યુ છે. એમના જ શબ્દોમાં એ આપીએ:

"જ્યારે 'ભારતી'નું બીજુ વર્ષ શરૂ થયુ ત્યારે મારા બીજા ભાઈએ મને ઇંગ્લન્ડ લઈ જવાનું નક્કી કર્યું, મારા પિતાએ જ્યારે એ વાતમાં સંમતિ આપી ત્યારે મને ઘણો જ આનંદ થયો.

પ્રથમ હું મારા ભાઈની જોડે અમદાવાદ ગયો, કારણ કે ત્યાં

મારા ભાઈ જજ નિમાયા હતા. મારાં ભાભી અને બાળકો ઈંગ્લન્ડ ગયાં હતાં એટલે અમારું ઘર તદ્દન સૂનું હતું.

અમદાવાદમાં જજને રહેવાનો બંગલો શાહીબાગમાં છે. તે અસલ બાદશાહોને રહેવાનું સ્થળ હતું. તે બંગલાની વિશાળ અગાસીની ભીંતની તળેટીમાં સાબરમતી નદીનું નાનકડું ઝરણ રેતીના કિનારાની એક જ બાજુએ વહેતું હતું. મારા ભાઈ તો રોજ કચેરીમાં જતા, એટલે ઘરમાં હું એકલો રહેતો. ત્યાં બપોરની શાંતિમાં કબૂતરના કૂજનથી ભંગ થતો હતો. તે વિશાળ ઘરના ખાલી ઓરડાઓમાં કોઈ વિલક્ષણ પ્રકારનું કુતૂહલ મારા મનમાં રમ્યા કરતું. એક મોટા ઓરડામાં એક ગોખલો હતો. તેમાં મારા મોટા ભાઈ એમનાં પુસ્તકો મૂકતા હતા. તેમાં ટેનિસન કવિના કાવ્યોની એક મોટા અક્ષરે છાપેલી સચિત્ર આવૃત્તિ હતી. વિશાળ શાહીબાગના જેવું તે પુસ્તક પણ મૂંગું હતું અને હું પણ વગર વાંચ્યે તેમાં આપેલાં ચિત્રો જોવામાં વખત ગાળતો. અલબત્ત, તેમાં મને કંઈ જ સમજણ પડતી ન હતી એમ ન હતું, પણ તે વાચન કબૂતરનું કૂજન હોય એવું જણાતું. વળી ત્યાં આગળ ડૉ. હેબર્લિનનો શ્રીરામપુરના છાપખાનામાં છાપેલો એક સંસ્કૃત કાવ્યસંગ્રહ હતો. એ સંગ્રહનો સંપૂર્ણ અર્થ સમજવો એ કામ મારે માટે તો અશક્ય હતું, છતાં સંસ્કૃત શબ્દોનું લાલિત્ય, તેના ધ્વનિ અને છંદોના ઢાળથી હું જાણે મૃદંગના તાલ સાથે ચાલતો હોઉં તેમ તેમાંથી અમરુશતકના શ્લોક વાંચતો.

તે બંગલાના ઉપલા મેડા ઉપર મારી એકાંત ઓરડી હતી અને ત્યાં મારા સોબતીઓ માત્ર ભમરાઓ જ હતા. રાત્રિના સતત અંધકારમાં પણ હું ત્યાં જ સૂઈ રહેતો. કોઈ કોઈ વાર એમનાં એકાદ બે બચ્ચાં મારા બિછાનામાં આવી પડતાં. જ્યારે હું પડખું ફેરવતો ત્યારે મને કંઈ પ્રીતિકર અનુભવ થતો નહિ અને મને પણ તેનો ચટકો લાગતો નહિ. વળી વિશાળ ચાંદનીમાં અગાસીમાં ફેરા મારવા એ પણ

મારા મનનો વિચિત્ર ફાકો હતો. એ પ્રમાણે ફેરા કરતાં કરતાં સાબર-મતી તરફ જોઈને મેં મારા કાવ્યરાગ પસંદ કર્યા હતા. 'વળી એ ગોલાપ વાલા'નું કાવ્ય મેં ત્યાં જ બનાવ્યું હતું અને તે મારા છપાયેલાં પુસ્તકોમાં હજી પણ છે"

[૩]

એ પ્રસંગ પરિષદ્ના ઇતિહાસમાં સોનેરી અક્ષરે સદાયે કોતરાઈ રહેશે.

બીજી એપ્રિલ ૧૯૨૦નો દિવસ અમદાવાદના અને ગુજરાતના ઇતિહાસમાં અવિસ્મરણીય રહેશે એ દિવસે ગુજરાતી સાહિત્ય પરિષદના છઠ્ઠા અધિવેશનમા કવિવર રવીન્દ્રનાથને માનપત્ર અપાયું હતું. એ પ્રસંગ વિષે એ અધિવેશનના અહેવાલમાં જે નોધ છે તે નીચે પ્રમાણે છે :

"આજની બેઠક માનવંતા રવીન્દ્રનાથ ટાગોરને પરિષદ તરફથી માનપત્ર અર્પણ કરવા ખાસ રાખવામાં આવી હતી, તે પ્રસંગ પરિ-ષદના ઇતિહાસમાં સોનેરી અક્ષરે કોતરાઈ રહેશે. તેનો દબદબો અને ભવ્યતા કંઈક જુદા જ જણાતાં હતાં. પ્રથમ શ્રીયુત લલિતે ડૉ. ટાગોરના એક અંગ્રેજી કાવ્યનો તરજુમો, જે નીચે આપ્યો છે તે ભાવવાહી રીતે સુમધુર કંઠે ગાઈ સંભળાવ્યો હતો :

"અહા ! જ્યાં અભયભર્યાં મન ખીલે,
અને જ્યાં ઊર્ધ્વે જ્યોતિ શિર ઝીલે—
અહા ! જ્યાં જન કુટુંબ વિસ્તરે,
અને જ્યાં સત્ય મોતી મુખ સરે
પિતા ! એ સ્વતંત્રતાને સ્વર્ગ,
પ્રભુ ! હો અમ સ્વદેશ ઉત્કર્ષ !

અહા ! જ્યાં પૂર્ણોદય સહુ પૂરે—
અને જ્યાં વિવેકસર નિર્ઝરે—
અહા ! જ્યાં મન તું–મય વિચરે—
વિચારો વિશાળ વર્તન ધરે—
પિતા ! એ સ્વતંત્રતાને સ્વર્ગ
પ્રભુ ! હો પ્રિય સ્વદેશ–ઉત્કર્ષ. ”

સંગીતનો ધ્વનિ શાંત પડતાં પ્રો. આનંદશંકરભાઈએ પરિષદ તરફથી નીચેનું માનપત્ર છટાદાર રીતે વાંચી સંભળાવ્યું હતું :

“ પરમ માનનીય કવિવર ડૉ. રવીન્દ્રનાથ ટાગોર,

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદને વિશિષ્ટ પ્રસંગે આપ અમારું આમંત્રણ સ્વીકારી અત્રે પધાર્યા છો તે કૃપા માટે અમે ગુર્જર ગિરાના નમ્ર સેવકો કૃતજ્ઞ છીએ, અને આપને અંતઃકરણપૂર્વક સ્વાગત દઈ સવિનય અભિવંદન કરીએ છીએ. સરસ્વતીદેવીના ઉપાસનમાં આપે અમર કીર્તિ સંપાદન કરી છે અને આપનું પ્રત્યક્ષ સંનિધાન એ દેવીની સેવા કરવામાં અમને વિશેષ પ્રોત્સાહક થશે એવી અમને પ્રતીતિ છે.

આ અમદાવાદ શહેર ગુર્જર ભૂમિનું પાટનગર છે અને ઐતિહાસિક ખ્યાતિથી પૂર્ણ છે. અમારું શહેર વેપારઉદ્યોગમાં મશગૂલ છે, અને લક્ષ્મીના ઉપાર્જનમાં ઘણો કાળ કાઢે છે, તે છતાં સુભાગ્યે તે સરસ્વતીથી વિમુખ નથી. સાહિત્યના પ્રયાસ માટે કેન્દ્રસ્થાન ઉત્પન્ન કરવાનું કાર્ય આ શહેરે ઘણાં વર્ષોથી ઉપાડી લીધું છે અને તે ચાલુ રાખ્યું છે.

બંગાળાના સાહિત્યનો પરિચય ભાષાંતરો દ્વારા ગુજરાતને કરાવવાનું સ્વ. નારાયણ હેમચન્દ્રે શરૂ કર્યું ત્યાર પછી તે પ્રણાલી ચાલુ રહી છે અને આપના પૂજ્ય પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, બંકિમચંદ્ર, રમેશચંદ્ર દત્ત, દેવીપ્રસન્ન રાયચૌધરી, દામોદર મુખોપાધ્યાય ઇત્યાદિની બંગાળી વાણીનો પ્રસાદ ગુજરાતી વાંચનારને સુલભ થયો

છે. આપની અનુપમ 'ગીતાંજલિ'નો સુધાસ્રોત પ્રગટ્યો ત્યારથી તેની ઉત્કટ પિપાસા ગુજરાતમાં ઉત્પન્ન થઈ છે.

આપનો અલૌકિક અનુભવ ગુજરાતની પ્રજામાં અલ્પાંશે પણ સંક્રાંત થાય, આપની 'પ્રાણતરંગમાલા'નું પાન ગુજરાતની તૃષાર્ત ભારતીને થોડુંઘણું પણ થાય એ ઉત્કંઠાથી આપના વિવિધ વાગ્વિલાસ ગુજરાતી ભાષામા ઉતારવામા આવ્યા છે.

બંગાળી અને ગુજરાતી ભાષાઓ વચ્ચે ઘણું સામ્ય અને સામીપ્ય છે. બંગાળી સાહિત્ય તરફ ગુજરાતીમાં ઘણી અભિરુચિ છે. મહર્ષિ દેવેન્દ્રનાથે એક વાર અમદાવાદની મુલાકાત લઈ અહીંના પ્રાર્થના સમાજ મંદિરમાં ઉપદેશ કરેલો. આપના વડીલ ભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર લાંબો વખત અમદાવાદ રહેલા અને તેઓ એ મંદિરમાં ગુજરાતી ભાષામાં ઘણી વાર ભાષણો કરતા. આપ પણ એમને ત્યાં સાબરમતીને કિનારે શાહીબાગના એકાંત બગલામાં રહેલા છો અને ત્યાનાં કબૂતરો અને મધમાખીઓના આપનાં સંસ્મરણો હજી તાજાં છે. આ સર્વ નિકટ સંબંધને લીધે આપનું અહીં આવવું વિશેષ પ્રિયકર થયું છે, અને આ પ્રસંગનો લાભ લઈ ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી આ માનપત્ર દ્વારા આપને ધન્યવાદ દઈએ છીએ.

આપને 'નોબેલ પ્રાઈઝ' મળ્યું તે વખતે ભારતવર્ષની સમસ્ત પ્રજા ભેડે અમે પણ બહુ હર્ષ પામ્યા હતા, અને આપના મહાન કવિત્વની કીર્તિ સર્વ દેશોમાં વ્યાપી એ જોઈ અમે અમારું અત્યંત ગૌરવ માન્યું હતું. આપે પૃથ્વી-પર્યટણ કરી ભારતમાતાની કીર્તિ વધારી અને સંસારતાપથી રોકાતાં યુરોપ અને અમેરિકાનાં બંધુઓને અને બહેનોને આપે શાંતિ અને અમરત્વ પામવાનો આપણો પુરાણ આર્યાવર્તનો સનાતન સંદેશો પહોંચાડ્યો એ મોટું કાર્ય કદી વિસરાય એવું નથી.

દેશપરદેશના રસાભિલાષી જનો આપના સમાગમનો લાભ મેળવે

અને અમે આપના બંધુઓ અને પાડોશીઓ છતાં આપના દર્શનથી પણ વિહીન રહીએ એ ઊણપ થઈ પડી તેથી અમે આ પ્રસંગે આપને તસ્દી આપી છે.

મહાન આદર્શો જીવનમાં કેમ ઉતારવા તેનું અનુપમ દૃષ્ટાંત આપે શાંતિનિકેતન સ્થાપીને પ્રત્યક્ષ કર્યું છે.

આપની ગંભીર તત્ત્વવૃત્તિ, ઊભરાઈ જતી પ્રભુભક્તિ, નીડરતા, સત્યનિષ્ઠા, સ્વદેશપ્રેમ અને સકલ જનતા માટેનો બન્ધુભાવ જોઈ અમે મુગ્ધ થયા છીએ.

આપનું ઋષિસમ પવિત્ર, શુદ્ધ, ભાવનાપરાયણ અને પરોપકારી જીવન અને આપની અવિચલ સાહિત્યભક્તિ પ્રત્યે અમારો પરમ આદર છે.

હિન્દ માતાની કૂખે કઈ કંઈ સંતમહંતજનો જન્મ્યા છે તેમની સંખ્યામાં આપના એક વ્યક્તિત્વથી અનેકશઃ ઉમેરો થયો છે.

પ્રભુ પાસે આજના શુભ પ્રસંગે અમારી પ્રાર્થના છે કે આપ દીર્ઘાયુ થાઓ, અને ભારતનું ગૌરવ હજી પણ વધે એવાં અનેક મંગલ કાર્ય આપને હાથે થાઓ.

અમદાવાદ —આપના સદાના

તા. ૨ એપ્રિલ, ૧૯૨૦ અનુરાગી

સાહિત્યભક્તો."

પ્રમુખશ્રીએ માનપત્રવાળું કાસ્કેટ અને હારતોરા અર્પણ કર્યા તેનો સ્વીકાર કરી ડૉ. ટાગોરે આભાર માનતાં જણાવ્યું કે, "મને લાગે છે કે મારા દેશબંધુઓને મારે કંઈક કહેવું જોઈએ અને આપના પ્રેમનો બદલો વાળવાનું ઉત્તમ સાધન આ મેં લખેલું ભાષણ તે છે." તેમણે તે ભાષણ માધુર્યપૂર્ણ અને ભાવમય અવાજે શ્રવણ કરાવી સૌનાં મન પ્રફુલ્લિત કર્યાં હતાં.

પરિષદનુ સ્વાગત–પ્રવચન આપતાં શ્રી આનન્દશંકરભાઈએ ગુરુદેવ વિષે જે વચનો ઉચ્ચાર્યા હતાં તે પણ અહીં આપવાલાયક છે:

"આ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ મેળવનાર અમદાવાદના સાહિત્યપ્રેમી મંડળ તરફથી હું આપને સ્વાગત દઉં છું. એ કાર્ય કરવાનું મને પ્રાપ્ત થયું છે એ મારું સુભાગ્ય છે. પણ, વિશેષમાં, મારે સ્વાગત કરવાના મહેમાનોમાં હિંદના બલકે વર્તમાન સમયના અખિલ ભૂમંડળના, અગ્રગણ્ય કવિવર રવીન્દ્રનાથ ટાગોર છે એમ હું જોઉં છું ત્યારે મારું હૃદય અનન્યસાધારણ અહોભાગ્યના અનુભવથી, પુષ્પના ભારથી ડાળ લચે એમ, લચે છે; હું એ ક્રાન્તદર્શી મહાપુરુષને મંડળ તરફથી સ્વાગત દઈ પ્રણામ કરું છું, અને આશાથી ભરાઉં છું કે એમના આગમનથી આપણી ગુર્જરગિરા વસંત આવતાં વનલક્ષ્મી ખીલે એમ ખીલશે, અને એમને પોતાને પણ ઘણે વર્ષે આ ભૂમિનું બીજી વારનું દર્શન થતા ઉત્તરચરિત્રમા રામે જેવો પુરાતનૂત 'પંચવટી–સ્નેહ' અનુભવ્યો હતો એવો આ સાબરમતીની ભૂમિ પ્રત્યે એ અનુભવશે, અને શાહીબાગ પાસે સાબરમતીના નિર્મળ વહેતા નીર જોતા જોતાં, યૌવનનાં મધુરા સ્મરણ તાજાં થઈ, એમની હૃદયવીણામાંથી કોઈક અવનવા જ અને કાળની વિદૂરતાથી અધિક કોમળ બનેલા સ્વર નીકળશે"

ગુરુદેવ ગુજરાતમાં આવ્યા ત્યાં એમને વિષે જે નોંધો લખાઈ હતી તેમાથી માહિતીપ્રદ વિભાગોનાં થોડાં અવતરણો અહીં ઉતારીએ.

આ પ્રસગે ગુરુદેવ શ્રી અંબાલાલ સારાભાઈને ત્યા ઊતર્યા હતા. એમની જે છાપ યજમાનપુત્રી લીનાબહેન મંગળદાસ ઉપર પડી હતી તે આવી હતી: "નાનપણમાં મેં તેમને જોયા હતા. અમારે ત્યાં તે રહેવા આવતા તેમનું વ્યક્તિત્વ ભુલાય એવું ન હતુ. કદાવર શરીર, પ્રૌઢ ગતિ, ઉજ્જ્વલ રંગ, કલ્પનામયી આંખો, સફેદ સુંવાળી મુલાયમ દાઢી, લાંબો ઝભ્ભો, તેમની કાળી મખમલ ટોપી"

આ એક બાળકની છાપ. એ જ સમયની સાહિત્યકારની છાપ આપણને શ્રી ધૂમકેતુ આપે છે. એ કહે છે: "આ લખનારે એમને ઘણા નિકટથી અમદાવાદમાં શ્રી અંબાલાલ સારાભાઈને બંગલે જોયા ત્યારે પહેલી છાપ એ પડેલી કે આ કોઈ વૈદિક ઋષિ આંહીં ભૂલા પડી ગયા છે."

પરિષદ પ્રસંગે ગુરુદેવના અમદાવાદ-નિવાસનો અહેવાલ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની 'આત્મકથા'માં મળે છે: "ટાગોર એપ્રિલની પહેલીએ અમદાવાદ પધાર્યા ત્યારે સ્ટેશન પર સાહિત્ય પરિષદના અને અનેક શેઠશાહુકારોએ એમનું ભાવિક સ્વાગત કર્યું. બીજીએ શરૂ થતી પરિષદમા એમને માનપત્ર અર્પણ થવાનુ હતુ તેથી તેમનાં દર્શન કરવાને ગુજરાતભરમાંથી વિદ્વાનો અને રસિક જનો અમદાવાદમાં આવી પહોંચ્યા...વળી પરિષદમાં કવિવર માટે યોજેલા સત્કારસમારંભમાં પ્રેમલીલા અને સરલા(ડૉ. સુમન્ત મહેતા અને શારદાબહેન મહેતાની પુત્રીઓ)ને ગીત-ગરબા ગાવાના હતા તેથી તેમના મીઠા સ્વરોથી અમારું ઘર ગાજી રહ્યું...

ત્રીજીએ આખો દિવસ પરિષદની સામાન્ય કાર્યવાહી ચાલી. સાંજે ટાગોરે લાલ દરવાજાના મેદાન પર 'વસંતનાં વધામણાં' વિષે કવિત્વમય વ્યાખ્યાન આપ્યું. તેમણે અંગ્રેજીમાં બોલવા માંડ્યું ત્યારે તેને અનુરૂપ રસીલી ગુજરાતીમાં તેમના બોલનું ભાષાંતર કરતા ગયા. થોડી વારમાં ગાંધીજી આવી પહોંચ્યા ત્યારે એમણે ભાષાંતરનો દોર હાથમાં લીધો..."

ગુરુદેવના આ વ્યાખ્યાનનો ગુજરાતી સાર પરિષદના અહેવાલમાંથી અહીં આપીએ:

"જે માયાળુ શબ્દોથી તમે મને આવકાર, આપ્યો છે એથી મારું અંતઃકરણ ઊંડી લાગણીથી અત્યારે છવાઈ ગયું છે, કારણ કે હું જાણું છું કે તમે મને એક કવિ અથવા લેખક તરીકે

પૂરેપૂરી રીતે નથી પિછાનતા. તમે મને ખરા હૃદયથી ચાહો છો, મારામાં અનહદ વિશ્વાસ મૂકો છો, કારણ કે તમે એમ ધારો છો કે અન્ય દેશોમાં આપણા દેશની કીર્તિ ફેલાવવાને કાંઈક પણ કરવા હું સમર્થ થયો છું. સ્થિતિ એવી છે કે તમારામાંના ઘણાખરાને હું મારા જીવનમાં અગાઉ કદી મળ્યો પણ નથી અને ફરી એકાદ વાર મળવાનો સંભવ સરખોયે અત્યારે તો નથી આટલા માટે આ સમયે તમારી સર્વની મારા મિત્રો તરીકે ગણના કરતા મને અત્યંત આનંદ થાય છે. જે સ્થળે મારે આવવાનો સંભવ પણ ન હોય એ સ્થળે આવી આટલો બધો સ્નેહ સંપાદન કરવો એ તો એક અણમૂલો લાભ છે. કાળના વહન સાથે મારી શક્તિનો તમને સાચો પરિચય થાય. અને એક વેળા કદાચ એવું પણ જણાઈ આવે કે તમે તમારા પ્રેમભાવનુ અને અતિથિસત્કારનુ અપાત્રે દાન કર્યું છે ('નહિ, નહિ'ના અવાજો). હુ હવે વૃદ્ધ થયો છુ એટલે માની લઉં છું કે આવો અવસર હું કદાચ જોવા નહિ પામુ

નવો યુગ અત્યારે શરૂ થયેલો દીસે છે આપણા અંતરમાં અત્યારે ઉન્નતિની ઊર્મિઓ ઊછળી રહી છે આ ઊર્મિઓને આપણા વ્યવહારમાં પ્રત્યક્ષ જોવા આપણે અત્યારે ઇચ્છીએ છીએ, અને આ ઇચ્છામાં જ આપની અનેક આશાઓ વસી રહી છે

આપણને પોતાની જાત પ્રત્યે અવિશ્વાસ ઉત્પન્ન થાય એ ઇચ્છવાયોગ્ય નથી. અત્યારે હજુ આપણામાં આપણી શક્તિ પારખવાની ઊણપ છે અને આપણામાના કેટલાક મહાપુરુષોની મહત્તા વિષે આપણામા માન અને વિશ્વાસની ખામી છે.

અત્યારે તમે મને જે માન આપો છો તેનો સ્વીકાર કરતા હું નવા યુગના ભાવને ઝીલુ છુ અને આપણા ભવિષ્ય માટે અનેક ઉજ્જ્વળ આશાઓ સેવુ છું.

શિશિરઋતુની સમાપ્તિ પછી દક્ષિણ દિશાના પવનની લહરીઓ

વસંતઋતુની વધામણી આપે છે, ત્યારે આંબાની ડાળો અસંખ્ય મોરથી લચી રહે છે અને તેમાનો ઘણો મોર ખરીને ધૂળમાં જ મળી જાય છે, તોપણ ખરું રહસ્ય તો એ છે કે વસંતઋતુ આવે છે અને જીવનતત્ત્વની રસરેલ જામે તે વખતે કુદરત આટલી ઉડાઉ તો તો સહેજે જ થઈ શકે છે

મારે વિષે મત બાંધવામાં અને મને માન આપવામા તમે અવિચારી બન્યા હશો અને મારા ભાવના ઘણાખરા આવિર્ભાવ તો ભુસાઈ પણ જશે અને કાળસાગરમાં ગુમ થઈ જશે પણ ખરું રહસ્ય તો એ જ છે કે આપણા પ્રજાજીવનમા અત્યારે વસંતઋતુનો અવતાર થયો છે અને આપણે પણ અત્યારે તેનો જ ઉત્સવ ઊજવી રહ્યા છીએ"

આ પછીનો અહેવાલ શ્રી શારદાબહેનના 'જીવન સભારણા'માથી મળે છે "અમદાવાદની મુલાકાત પછી રવીન્દ્રનાથ તરત જ વડોદરે ગયા હતા વડોદરામા તેમનુ બહુ સુંદર સ્વાગત કરવામાં આવ્યું હતું. શ્રી સત્યવ્રત મુકરજી, જેઓ લાબા વખતથી વડોદરામાં રહ્યા હતા તેમણે ટાગોરના 'ચિત્રા' નામના નાટકનો પ્રયોગ તૈયાર કરાવ્યો હતો મુક રહસ્ય હતુ મારી મોટી દીકરી પ્રેમલીલાએ ચિત્રાનો ભાગ ભજવ્યો હતો, અને મનુભાઈની ખૂબસૂરત દીકરી પદ્માએ કામદેવનો ભાગ લીધો હતો બન્ને પાત્રોએ સુદર કામ કર્યું હતું અને ટાગોર મુગ્ધ થયા હતા મૂળ નાટક રસિક, તેમા સઘળી શોભા એટલી સુરુચિથી અને કાઠથી કરવામા આવી હતી કે કાંઈ મણા નહિ."

ગુજરાતી સાહિત્ય પરિષદનુ કામ જે દિવસે પૂરુ થયું એ દિવસે ગુરુદેવ રાત્રે સત્યાગ્રહ આશ્રમમા રહેવાના હતા એટલે એ માટે આશ્રમમા એમના સ્વાગતની વિશિષ્ટ પ્રકારની તૈયારીઓ કરવામા આવી હતી

ગુરુદેવ આવ્યા ત્યારે આશ્રમ વચ્ચેથી પસાર થતા માર્ગે આશ્રમવાસીઓ ગોઠવાઈ ગયા મોટરમાથી પહેલાં ગાધીજી ઊતર્યા અને પછી ગુરુદેવ ઊતર્યા એમના સ્વાગત માટે સાદો પણ કલામય ખાદીનો દરવાજો બનાવવામા આવ્યો હતો એ દરવાજામાથી ગાંધીજી અને ગુરુદેવ પસાર થયા ત્યારે એ પ્રસગ નિમિત્તે ખાસ બનાવવામા આવેલુ નીચેનું ગીત શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓએ ગાયુ.

"ઓ હૃદયરવ રેલાવનારા સત કવિ અમ દેશના,
આવો અમારે આગણે કરીએ પૂજન વાગીશના,
તમ વેણુ ને વીણા તણા સૂર જીવનમા ઉતારજો,
દ્રવી દિવ્ય કૂજન અમીરસે અમ અતરો અજવાળજો"

અદર એક સાદો મડપ રચવામા આવ્યો હતો તેની વચ્ચે એક ઊચુ ચોરસ આસન હતુ એ આસન ઉપર સ્વસ્તિકના આકારનો એક ચાકળો બિછાવવામા આવ્યો હતો એ આસન ઉપર ગુરુદેવ બેઠા

સૌ પોતપોતાને સ્થાને ગોઠવાઈ ગયા પછી ગાધીજીએ સાત શિખાવાળી એક દીપમાળા પ્રગટાવી ગુરુદેવના કઠે સુગધી પુષ્પોની માળા પહેરાવવામા આવી એમની આરતી ઉતારવામાં આવી પછી ગાધીજીએ આશ્રમમા જ તૈયાર થયેલી ખાદીના કેટલાક વસ્ત્રો ગુરુદેવને ભેટ ધર્યાં એ પછી જે શ્લોકથી ઋષિપુત્રી આત્રેયીનુ સ્વાગત વનદેવતા વાસંતીએ કર્યું હતુ, તે શ્લોકથી ગુરુદેવનુ સ્વાગત કરવામા આવ્યુ.

યદેચ્છ મોર વા વિનમિદમય મ સુન્દરમ ।
મનો મદ્દુમ નન, કરમતિ હિ પુણ્યમ માતિ ।
તદ્‌છાયાતો યદપિ તરવા મોદમશ્રુ મ્ ।
ફલ વા મૂર વા તદ્‌વિ મ પરાધીનમિદ્‌ વ ।

શ્લોક પૂરા થયા પછી આશ્રમના સગીતશાસ્ત્રી શ્રી નારાયણ મોરેશ્વર ખરેએ ' ઠાકુર તવ શરણાઈ આશે '' એ પદ ગાયુ ગાયી છએ ગુરુદેવને આવકારતા થોડા મીઠાં વચનો કહ્યા અને પછી એમણે ગુરુદેવને કઈક સબોધન કરવા વિનતિ કરી ગુરુદેવે એ પ્રસગે જે પ્રવચન આપ્યુ હતુ તે શબ્દશ અહીં આપીએ છીએ

" જે મહાત્માએ આ આશ્રમ સ્થાપન કર્યો છે તેમની સામે મારી ક્ષુદ્રતા જોઈને મને આપવામા આવતુ સન્માન ગ્રહણ કરતા સકોચ થાય છે મારે જે કઈ કહેવુ છે તે વિદેશી ભાષામા બોલવા નથી ઇચ્છતો બગાળીમા જ બોલીશ, અને ખૂબ ધીમેથી બોલીશ આશા કરુ છુ કે આપ સૌને તે સમજાશે

આપણા દેશને મોટામા મોટુ દુખ એ છે કે આપને દુનિયામા કોઈ પણ વિચારનો પ્રચાર કરી શક્તા નથી આપણે કોઈ રાષ્ટ્રિય અધિકાર મેળવીએ કે ન મેળવીએ, બીજા કોઈ પણ પ્રકારની સપ આપણને ભને મળે કે ન મળે, પણ આપણી સૌની ઉત્કટ આમક્ષા તો એ છે કે આપણી પોતાની વાણી પ્રકાશિત થાય આપણા અનેક નરરત્નો જુદી જુદી ભાવનાઓમા અને જુદા જુ। આકારોમા છુપાયેલા છે એ રત્નો મેળવવા એ પણ એક મહત્ત્વનુ કામ છે, એ વિષે કાઈ શકા નથી પરતુ કોઈ જાતિને પોતાની વાણી પ્રકાશ કરવાનો ઉપાય ન રહે તો ભારે વેદના થાય છે આપણુ ભારતવર્ષ વર્તમાનકાળમા પોતાને પ્રગટ કરી શકતું નથી પોતાને જાણી શકે છે, પારકા વિચારો અને પારકી ભાષા વડે આપણુ મન દબાઈ ગયુ છે આ દારિદ્ર એ એક મહાન દારિદ્ર છે આપણો સદેશો દુનિયાને

આપવાના અધિકારથી આપણે વંચિત થયા છીએ. આપણા અસ્તિત્વનો પરિચય આપણે ક્યાંકે આપી શકતા નથી. આપણે જાણે બીજાના અનુગ્રહથી જીવીએ છીએ.

અહીં આ આશ્રમમાં ભારતવર્ષ પોતાની વાણીને પોતાની ભાષા વડે, પોતાના નિયમો પ્રમાણે પ્રકાશિત કરવાના ઉપાયનાં ચિંતન અને ઉદ્ભવ કરે છે. તેનો પરિચય આ આશ્રમમા થાય છે. બહારની ઉશ્કેરણીનું અથવા પાશ્ચાત્ય શિક્ષણના પરિણામનું આ ફળ નથી; તેથી મને બહુ આનંદ થાય છે.

આપણી જે સંપદ છે તે સભા-સમિતિઓ દ્વારા નહિ બતાવી શકાય; પણ ભારતવર્ષના સૂરની સાથે જે લોકોનો સૂર મળી ગયો છે તે લોકો દ્વારા જ થશે.

જે મહાત્માએ આ આશ્રમ સ્થાપન કર્યો છે, જેમના મનમાં વિધાતાએ આ આશ્રમની સૃષ્ટિ કરી છે તે આખા ભારતવર્ષનો પ્રકાશ છે. વિશ્વભારતનું હૃદય તેમણે પોતાના જીવન વડે આજ વ્યક્ત કર્યું છે. ભારતવર્ષની તે આકાંક્ષા તેમના જીવનમાં સંજીવિત થઈ છે આ આશ્રમનું જો ફક્ત બાહ્ય સ્વરૂપ જોઈશું તો આપણને એનો પૂરો પરિચય નહિ મળે. જેમણે આ આશ્રમને જન્મ આપ્યો છે તેમના જીવન સાથે મળીને ઊંડાણમા જોઈશું તો આપણને દેખાશે કે આશ્રમમાં જે અમૃત રહેલુ છે, તે જ અમૃત ભારતવર્ષમાં રહેલુ છે. જેઓ મહાત્માઓ છે તેમના જીવનનું અમૃત પીરસવાનું આ એક સ્થાન નિર્માણ થયું છે.

વનસ્પતિ આજે અહીં અંકુરરૂપે દેખાય છે, નવજીવનના વિહંગમોએ અહીં માળા બાંધવાનો આરંભ કીધો છે. ભારતવર્ષના નાના પ્રદેશોથી વિધવિધ આશાઓ વહન કરીને ચોમેરનાં પક્ષીઓ આ માળામાં આવીને વસશે. આજે મારું પરમ સૌભાગ્ય છે કે આ આશ્રમલક્ષ્મીનો

આશીર્વાદ—વરમાલ્યનો આપની પાસેથી મેં લાભ મેળવ્યો છે. શુભ થાઓ, કલ્યાણ થાઓ; સત્ય, શ્રદ્ધા, નિષ્ઠા, શાંતિ અને સૌંદર્યથી સર્વ પરિપૂર્ણ થાઓ.''

ગુરુદેવનું પ્રવચન પૂરું થયા પછી એમનું પાદપ્રક્ષાલન કરવામાં આવ્યું અને એમને ચરણસ્પર્શ કરી સૌ વિખેરાયા.

## ૫]

૧૯૨૦માં અને આ સાહિત્ય પરિષદના પ્રસંગે ગુરુદેવ અમદાવાદ આવ્યા હતા એ જ દિવસોમાં એમણે અમદાવાદમાં વિવિધ સંસ્થાઓની મુલાકાત લીધી હતી. એ રીતે અમદાવાદના વનિતાવિશ્રામ તરફથી પણ એક આમંત્રણ એમને મળ્યું હતું. આ આમંત્રણ મળ્યું ત્યારે ગુરુદેવે પોતાની સાથે આવેલા આચાર્ય ક્ષિતિમોહન સેનને કહ્યું હતું કે, "અત્યારસુધી આપણે ગુજરાતને આંગણે હતા. હવે માતાઓએ આમંત્રણ આપી આપણને ઘરની અંદર નોતર્યા છે.'' ગુરુદેવ આ પ્રસંગે ગાંધીજીની સાથે વનિતાવિશ્રામમાં ગયા હતા. શ્રી. શારદાબહેન મહેતા એ પ્રસંગે હાજર હતાં ગુરુદેવે ત્યારે જે સંબોધન કર્યું તે એમના સ્ત્રીઓ વિશેના આદર્શનું નિરૂપણ કરે છે. એ સંબોધનનો મહત્ત્વનો ભાગ અહીં આપીએ :

"આપણો સમગ્ર દેશ સુંદર, સ્નેહમય, મંગલમય છે તેનું કારણ દેશનું માતૃત્વ છે. એ દેશમાતાનો અનુભવ ઘેર ઘેર સંતાનો પ્રત્યેના માતાના સ્નેહમાં થાય છે. દેશમાતા પોતાનાં સંતાનો પ્રતિની સેવા દ્વારા પોતાનું સ્નેહપીયૂષ પાન કરાવે છે.

હે માતૃગણ ! મારું એ નિવેદન છે કે દેશમાતા પ્રત્યેક ક્ષણે તમારા દ્વારા પોતાને પ્રત્યક્ષ પ્રગટ કરી રહી છે. દેશ પોતાનું કામ ગૃહમાં કરી

રહ્યો છે. જો દેશનો ઘરથી વિચ્છેદ થઈ જાય તો સર્વ વ્યર્થ જાય. ગૃહલક્ષ્મીઓની પ્રતિદિન સેવા એ દેશલક્ષ્મીનું પ્રત્યેક ઘરમાં આવાહન છે.

પ્રત્યેક ઘર દીવાલથી સીમાબદ્ધ છે. એ 'દીવાલોને જો ખરા હૃદયથી દૂર કરવામાં આવે તો દરેક ઘરમાં દેશ પ્રતિષ્ઠિત થઈ જાય. એનો અનુભવ સદા આપણા હૃદયમાં જાગૃત રહે ત્યારે જ સ્વદેશપ્રેમ સત્ય થશે, સ્વદેશપૂજા સત્ય થશે અને ગૃહમંદિર ધન્ય થશે.

'હે માતૃગણ! વિદેશી શિક્ષણનું ધુમ્મસ દૂર કરી દેશનો બોધ, દેશનો પ્રેમ, દેશમાતા ભગિનીઓ આદિનો સંબંધ સત્ય કરો. આપણી સેવા દ્વારા દેશને ગૃહ કરો અને ગૃહને દેશ કરો. માતાની ઉપર એ જવાબદારી છે, ગૃહને મુક્ત કરો. જે ગૃહ પોતાનાં સગાં-વહાલાંથી બંધાયેલું છે તેને વિસ્તૃત કરો. ત્યારે જ આપ આપનાં સંતાનોને અહીંથી મુક્ત કરી વિશ્વના ઉન્મુક્તક્ષેત્રમાં પ્રેરી શકશો. જ્યારે આ ગૃહનું આંગણું તે દેશનું આંગણું થઈ જશે ત્યારે દેશની સેવા સૌંદર્યમાં, કલ્યાણમાં પ્રેમમૂર્તિમયી થશે. એ ભાર કેવળ આપસૌ માતાઓ ઉપર જ છે, બીજાં કોઈ ઉપર નથી, એ વાત આપસૌના સ્મરણમાં રાખવા યોગ્ય છે."

[ ૬ ]

ગુરુદેવની આ પ્રસંગની ગુજરાતયાત્રામાં અમદાવાદમાં જે પ્રસંગો યોજાયા તેને વિશેની વાત આપણે કહી. એ સમયનાં સંસ્મરણો રવિશંકર રાવળે આલેખ્યાં. એ પ્રસંગના સાક્ષી હતા. એટલે એ સંસ્મરણોમાં ઘણી મહત્ત્વની વિગતો આવી જાય છે. કેટલીક વાત આ આગળનાં પૃષ્ઠોમાં આવી ગઈ છે તોપણ એમાં ઘણું નવું છે તેથી એમનાં સંસ્મરણોનો એ આખોયે લેખ અહીં આપવામાં ઔચિત્ય છે, એટલે એ લેખ અહીં ઉતારીએ છીએ :

"૧૯૧૯મા હુ અમદાવાદમા સ્થાયી બન્યો ત્યારે બે ત્ર વ્યક્તિઓ મારા પરિચિત મિત્રમ ડળમા હતી એક ડૉ હરિપ્રસાદ દેસાઈ અને બીજા ગુજરાત વિદ્યાસભા(એ વખતે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી નામ હતું)ના સેક્રેટરી શ્રી હીરાલાલ પારેખ, ડૉ હરિપ્રસાદ એમના વખતમા અમદાવાદના એક ઉદ્દામ રાષ્ટ્રસેવક ગણાતા અને હીરાલાલ પારેખ સાહિત્ય અને સરકારની કૃપા એક ખૂણે ચલાવ્યા કરતા બાકીના અમદાવાદમા શેઠિયા, ગેરો, ન્યાતો અને ધર્મસમારભો સિવાય સમાચારની વસ્તુ નહોતી

મારા આ બે મિત્રોના સ્વભાવોમા ભિન્નતા હોવા છતા સાસ્કારિકતા અને નાગરિક સેવાકાર્યોમા હમેશા રચ્યાપચ્યા રહેતા તેથી તેમના સહવાસથી મને પણ આ નગરના સાસ્કારિક અને જાહેર કામ કરનારી વ્યક્તિઓનો પરિચય થયો શ્રી હીરાભાઈ પારેખ અને ડૉ હરિપ્રસાદ ગુજરાત સાહિત્યસભા તરફથી ૧૯૧૫ની સુરતની સાહિત્ય પરિ મળી તે પહેલાથી છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ અમ વા માં બોલાવવાનો ઠરાવ કરાવ્યો હતો, તે પ્રમાણે આગામી પરિ ૧૯૧૯ના નવેમ્બરમા ભરવાનુ ઠરાવવામા આવ્યું હતુ પરતુ શહેરમા ઇન્ફ્લુએન્ઝા હતો અને ડિસેમ્બરમા બહારની પરિષદો મળવાની હતી, તેમા ગુજરાતના મોવડી સાક્ષરો રોકાયેલા હતા તેથી પરિષદ ૧૯૨૦ના એપ્રિલના તહેવારો પર રાખવામા આવી

આ વખતમા કવિવર ટાગોરને નોબેલ પારિતોષિક મળ્યુ હતુ અને વિશ્વમા તેમજ ભારતમા તેમની કીર્તિ ફેલાઈ હતી તેથી તેમનો સાહિત્ય પરિ વખતે સત્કાર કરવાનો વિચાર ડૉ હરિપ્રસાદે જાહેર કર્યો બધાને લાગ્યુ કે સાહિત્ય પરિ મા બહારના લોકો રસ લેતા નથી પણ આ સમારભથી આકર્ષણ થશે પણ ટાગોરને આમત્રણ મોકલે એવી વ્યક્તિ હોય તો તેનો તે સ્વીકાર કરે ડૉ હરિપ્રસાદે તે વાત ગાંધીજીને જણાવી અને તેમણે તુરત કવિવરને પત્ર લખ્યો સાથે

ગાંધીજીએ જણાવ્યું કે, એ તો રાજા જેવી વ્યક્તિ છે. તેમનું આતિથ્ય કરે એવો યજમાન શોધી રાખો. ડૉ. હરિપ્રસાદના મિત્રમંડળમાં સરલાબેન અંબાલાલ સારાભાઈના શિક્ષક કરુણાશંકર માસ્તર હતા. તેમની મારફત સરલાબેનને આ બાબત પુછાવ્યું. તેઓ એ કાળે અમદાવાદના શ્રીમંતોમા સૌથી બુદ્ધિશાળી અને પ્રગતિમાન દંપતી હતાં. તેમણે ટાગોરની પરોણાગત સાચવવાનું માથે લીધુ. કવિવરે આમંત્રણનો સ્વીકાર કર્યો.

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર પરિષદમાં હાજરી આપનાર છે એવી ચોક્કસ ખબર મળતાં પરિષદની બેઠક માટે ખાસ નવો મંડપ બાંધવા અગર વિશાળ થિયેટર રોકવાની સેક્રેટરીઓને સત્તા આપવામાં આવી હતી. માનવંતા મહેમાનને પરિષદ તરફથી માનપત્ર આપવાનું પણ મંજૂર થઈ ગયું. જનસમાજ પરિષદમાં વધુ રસ લેતો થાય તેથી ગુજરાતના બીજા અગ્રગણ્ય વિદ્વાનોને પણ જાહેર વ્યાખ્યાનો આપવા માટે આમંત્રણ અપાયાં. સર રમણભાઈ અને કેખુશરૂ કાબ્રાજીએ પરિષદની બધી કમિટિઓમા હાજરી આપી અધ્યક્ષ તરીકે માર્ગદર્શન આપ્યા કર્યું હતું

આ પરિષદ અંગે ગુજરાતનું એક કલાપ્રદર્શન તૈયાર કરવાનું ને અને ડૉ. હરિપ્રસાદને સોંપવામાં આવ્યું હતુ. અને તેની ઉદ્ઘાટનવિધિ મુંબઈના સુપ્રસિદ્ધ કલારસિક શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીને હાથે થવાની હતી અને તા. ૨ જી એપ્રિલની સવારનો તે પહેલો જ પ્રસંગ રાખવામાં આવ્યો હતો.

હિંદભૂષણ કવીન્દ્ર ડૉ. રવીન્દ્રનાથ ટાગોર અત્રે હાજરી આપનાર છે એ વાતથી ચોતરફ પરિષદ માટે ત્યારે ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. તા. ૧ લી એપ્રિલની સવારે સ્ટેશન પર તેમને વધાવ્યા ત્યારે મેદની જામી હતી. અને ખાસ મુકામે તેમના સ્વાગત માટે યોજેલો વિધિ

પણ આપણી પ્રાચીન પ્રણાલીને અનુરૂપ પ્રસંગને શોભાવનારો અને ઉત્સાહપ્રેરક હતો. તે દશ્ય નિહાળી સૌનાં હૃદય આનંદથી ઊભરાતાં હતાં

એ સમયે અમદાવાદમાં હાથ-કૅમેરાનો જરા પણ પ્રચાર થયો નહોતો. મારા મિત્ર જનાર્દન દીપે એ કાળે અમદાવાદના શ્રેષ્ઠ ફોટોગ્રાફર ગણાતા. તે પ્રદર્શન-કમિટિના સભ્ય હતા. તેમણે સ્ટેશન પર ભારે ગિર્દી વચ્ચે તેમનો ત્રણ પાયાવાળો સ્ટુડિયો કૅમેરા ટાગોર આવતા હતા ત્યાં માર્ગ ખડો કરી દીધો અને બહુ ઝડપથી ફોકસ મેળવી તે વખતની છબી ઝડપી લીધી હતી અને તાબડતોબ સ્ટુડિયોમાં ડેવલપ કરી મોટું એન્લાર્જમેન્ટ બનાવી બીજે દિવસે પ્રદર્શનનું ઉદ્‌ઘાટન થયું તે પહેલાં ફ્રેમમાં ચડાવી મુખ્ય દ્વારે લટકાવી દીધી હતી.

પ્રદર્શન ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટ્યૂટના માળ પર ગોઠવાયું હતું અને મેળાવડો નીચેના ચોગાનમાં થયો હતો. શ્રી ટાગોર તથા સાથે શ્રી ઍન્ડ્રુઝ અને આચાર્ય ક્ષિતિમોહન સેન પણ એ સમારંભમાં આવ્યા હતા

મેં પ્રદર્શનમાં અમદાવાદની કારીગરી, કાષ્ટકોતરકામ, ત્રાંબા-પિત્તળનાં વાસણો, દીવીઓ, હીંડોળાની સાંકળો વગેરે પ્રદર્શિત કર્યાં હતાં. ચિત્રકારો નામ લેવા પૂરતા બેચાર હતા. છતાં પ્રદર્શન સંસ્કારપ્રદ ગણાયું. શ્રી આનંદશંકરભાઈ ધ્રુવ કવિવર ટાગોરની સાથે બધું સમજાવતા ફરતા હતા. જૂની હસ્તપ્રતો અને ચિત્રપોથીઓના ખંડના બારણે ટાગોરની છબી રાખી હતી તે જોતા થોડીવાર ઊભા રહ્યા પછી અંદરની વસ્તુઓ ખૂબ રસથી જોઈ અને ક્ષિતિમોહન બાબુને તેની નોંધો ઉતારી લેવા કહ્યું.

આનંદશંકરભાઈએ ખંડ છોડતાં છબી તરફ મારું ધ્યાન ખેંચ્યું તો ત્યાં જનાર્દન દીપેએ ચિત્રની કિંમત ઑર્ડર ( માગણી પર ), રાખી હતી. તેમણે તુરત પૂછ્યું કે, તેની ઉપરની શી ઇચ્છા છે જનાર્દન

પાસે જ હતા. તેમણે કહ્યું, રૂા. ૧૫૦. એટલે તુરત જ તેમણે કહ્યું: " એ લેમ્પ કાઢી નાખો. છબી મારે ત્યાં મોકલી કિંમત મંગાવી લેજો."

ગુજરાતના સંસ્કારપ્લુત વિદ્વાનને એ 'ઓફર' શબ્દ જરૂર અરુચિકર લાગ્યો હશે. પણ જે વસ્તુ પર તે વખતે આવેલા મોટા શ્રીમાનોને વિચાર ન આવ્યો તે તેમને આવ્યો અને ગુજરાતની શોભા સાચવી લીધી.

તા. ૨૭ એપ્રિલ ૧૯૨૦ની સાંજે પરિષદ મંડપમાં કવિવરને પરિષદનું માનપત્ર અપાયું.

તા. ૨૭મીએ સાંજે માનપત્ર આપ્યા બાદ કવિવરના માનમાં નદીતટ પરના વિક્ટોરિયા બાગમાં એક ઉદ્યાનમિલન રાખ્યું હતું. ડૉ. હરિપ્રસાદને કવિશ્રીને ગુજરાતની લાક્ષણિક સંસ્કૃતિ બતાવવાની અત્યંત ઉત્કંઠા હતી તેથી તેમણે એક ભજન મંડળી બાગમાં બેસાડી દીધી અને કેશવપ્રસાદ દેસાઈની મદદથી વનિતાવિશ્રામના બહેનોએ ગરબો ગાવાનું સ્વીકાર્યું.

કવિવર ટાગોર બગીચામાં સરલાબેન સારાભાઈ સાથે દાખલ થયા કે તુરત જ ભજનમંડળી પાસે ગયા અને આ જાતની લોકસંસ્થાઓ હજુ ગુજરાતમાં જીવંત છે તે જાણી ખુશી થયા. તેમણે કહ્યું કે, આવા લોકો જ પ્રજાના આત્માને અધ્યાત્મ પ્રતિ સચેત રાખે છે. તેમને કોઈ રીતે નિભાવી રાખવા જોઈએ. ગરબા જોઈને તેઓ બહુ જ પ્રસન્ન થયા અને બોલ્યા કે, થોડી કન્યાઓને શાંતિનિકેતનમાં મોકલો, હું તેમને બહુ સારી રીતે રાખીશ અને તેઓ બંગાળી કન્યાઓને ગરબા શીખવશે.

ત્રીજીએ સાંજે કવિવરની વાણી અને દર્શનનો લાભ જનતાને મળે તે સારુ લાલ દરવાજા આગળ, જાહેર વ્યાખ્યાન રખાયું હતું. તે માટે પગથીવાળી, ઊંચી બેઠક કરી હતી અને નીચેના પગથિયા ઉપર આનંદશંકરભાઈ, રમણભાઈ તથા નરસિંહરાવભાઈ ગોઠવાઈ ગયા હતા.

ગાંધીજી જરા મોડા પડ્યા હતા પણ કવિશ્રી વખતસર આવી ગ
અને તેમણે તેમનું "વસંતનાં વધામણાં" નામનું પ્રવચન છંદો
વાણીમાં અંગ્રેજીમાં આપ્યું. તેથી સૌ મુગ્ધ બની ગયા. એવા
લોકોનો પોકાર ઊઠ્યો કે, ગુજરાતી કરી સમજાવો. હું મંચની નજીક
હતો. ઉપરોક્ત સાક્ષરોએ એકબીજા સામે જોઈને કહ્યું: "અશ
છે." લોકોનો પોકાર વધ્યો ત્યાં ગાંધીજી આવી ગયા અને ટાગોર
બાજુમાં બેસી શું વાત છે તે જાણી લઈને તુરત કવિશ્રી પાસે
લખેલું ભાષણ લઈ પોતાના એક હાથમાં રાખી તેમની સરલ સા
ભાષામાં અર્થ અને સાર લોકોને કહ્યા. પણ કવિની દિલ્લોલભ
વાણી ગુજરાતીમાં આજ સુધી કોઈ ઉતારી શક્યું નથી એમ મા
માનવું છે.

રાત્રે ઘર આગળ મારા એક પૂજ્ય મુરબ્બી જે મારા મહેમાન
હતા તે ખબર લાવ્યા કે, કેટલાક લેખકોની માગણીથી આચાર્ય ક્ષિતિ
મોહન સેન ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટ્યૂટમાં ટાગોરના બંગાળીમાં લખાયે
ગીતાંજલિ અને બીજી કવિતાનું વાંચન કરવાના છે. મારા એ મુરબ્બી
એક ઉચ્ચકોટિના અધ્યાત્મશીલ રસિક વ્યક્તિ હતા. અમે બન્ને જમી
ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટ્યૂટમાં પહોંચી ગયા. ત્યાં મેદાનમાં ઠીક સંખ્યામ
સ્ત્રી-પુરુષો આવી ગયાં હતાં.

ક્ષિતિમોહન સેનજી અનુવાદ અને અર્થવિસ્તાર હિંદીમાં કરતા હતા.
તેથી કવિશ્રીના શબ્દોનું તેમજ ભાવનું સૌંદર્ય ઘણું સુગમ થયું હતું.
તે દિવસના શ્રવણમાં 'સોનાર-તરી'નું કાવ્ય સાંભળ્યું. કાવ્યનું દૃશ્ય-
ચિત્ર ઘણું જ રમણીય અને દ્રાવક હતું. તે સાથે તેનો અર્થ પણ
ચોટ કરી ગયો. આ સંસારમાં કવિનો દેવતા મનુષ્યની સાધના આવ-
કારે છે, તેના વ્યક્તિત્વને માટે જગ્યા રાખતો નથી. અનંત સૈકાથી
અર્જન અને સંશોધન કરનારા મનુષ્યોની સિદ્ધિઓ સંસારમાં કામ આવે
છે, તેના [illegible]

સૌંદર્યશ્રીથી મંડિત એ ભવ્ય અર્થભારે પણ એક ભવ્ય પ્રતીક બની રહ્યું છે આ કાવ્ય ગુજરાતીમાં ઉતારવા મેં સ્વ શ્રી મેઘાણીને ખૂબ આગ્રહ કર્યો હતો અને તેમણે જ્યારે તે તૈયાર થયું ત્યારે પ્રથમ 'કુમાર'ના જ પ્રગટ કર્યું હતુ કવિશ્રીને વધારે જોવા જાણવા અમારી ઉતેજારી વધી ગઈ હતી પણ તેઓ શાહીબાગ ખાતે એમ મહાલયના મહેમાન હતા એ માટે મોટરો કે ગાડીના સાધન થોડાં હતાં અને ચોકીને સુપ્રાપ્યક હતા તોપણ ઘણાની ઇચ્છાથી કવિશ્રીએ, તેમના નુકાને, વિશ્વભારતીની ભાવના અને સસ્થા વિશે પ્રકાશ આપવાનું સ્વીકાર્યું હતું કર્ણોપકર્ણ સમાચાર મળતા શાહીબાગ રીટ્રીટના તેમના નિવાસે સારી સંખ્યા ભેગી થઈ

કવિશ્રી ઓસરીમા બેઠા એટલાઓને તેમનું મુખ દેખાતું નહોતું, એવી રીતે ઓરડામા બેસીને સાભળવાનું મળ્યું શ્રી એન્ડ્રૂઝ પોતે ઓરડામા બેઠા બેઠા કવિશ્રીના વાર્તાલાપની નોંધ લેતા હતા

કવિશ્રીને તેમના નિવાસના બંધને ગુજરાતની આમ જનતાથી ખૂબ વિમુખ રાખ્યા હતા પણ તેમનું મન જનતાને ઓળખવા તત્પર હશે એમ લાગ્યુ કારણ કે એમણે આચાર્ય ક્ષિતિમોહન સેનને આદેશ આપ્યો કે તે શાહીબાગ છોડી લોકો વચ્ચે જઈને રહે અને તેમનો પરિચય સાધે આ પરથી રીટ્રીટના શિક્ષાગુરુ શ્રી કરુણાશંકર માસ્તર તેમને પોતાના ઘેર લઈ આવ્યા અને તેમના મિત્રમંડળને ગુરુદેવ વિશે ઘણી વાતો, માહિતીઓ અને આદર્શો પ્રાપ્ત થયા એટલું જ નહિ, પણ શાંતિનિકેતન ગુજરાતના યુવાનો માટે હમેશનું દીક્ષાધામ, શિક્ષાધામ અને યાત્રાધામ બન્યું

ગુરુદેવ ટાગોરના આગમને ગુજરાતના લેખકો અને કવિઓમાં સસ્કૃતિ અને ત્યાગ માટે એક નવી જ ભાવના પેદા કરી 'ચેતન' માસિકના પહેલા અંકમાં જ શ્રી વિજયરાય વૈદ્યે[૬] એ હકીકતની નોંધ લીધી છે અને ગુજરાત વિદ્યાપીઠે ઉચ્ચતર[૭] સાહિત્ય અને અભ્યાસ

માટે ઘણા વિદ્યાર્થીઓને ગુરુદેવના સાન્નિધ્યમાં મોકલ્યા એથી શાંતિનિકેતનમાં ગુજરાતનું સંસ્થાન બની ગયું અને ગુજરાત શાંતિનિકેતનના પ્રસાદથી સમૃદ્ધ બન્યું. ગુજરાતની કળા, સાહિત્ય અને સંસ્કૃતિમાં ગુરુદેવના આશીર્વાદ ફેલાયા છે."

-

[ ૭ ]

અમદાવાદમાંની ગુરુદેવની પ્રવૃત્તિની આપણે વાત કરીએ. હવે આપણે એમના સમગ્ર પ્રવાસનું અવલોકન કરીશું.

ગુરુદેવની સાથે આ પ્રસંગે દીનબંધુ એન્ડ્રૂઝ, સંતોષકુમાર મજુમદાર અને ક્ષિતિમોહન સેન આવ્યા હતા. મુંબઈમાં કલ્યાણ સ્ટેશને ગુજરાતી લેખકો તરફથી શ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા વગેરેએ એમનું સ્વાગત કર્યું હતું. અમદાવાદમાં એમનો ભરચક કાર્યક્રમ હતો. અમદાવાદનો કાર્યક્રમ પૂરો કરીને ગુરુદેવ સૌરાષ્ટ્રમાં ભાવનગરની મુલાકાતે ગયા. ત્યાં એ એક સ્પેશિયલ ટ્રેનમાં ગયા હતા. રસ્તામાં એકએક સ્ટેશને સ્ત્રીઓનાં ટોળેટોળાં ધૂપદીપ, નાળિયેર, પુષ્પમાળા વગેરે લઈ ને ગુરુદેવનું સન્માન કરવા આવતા હતા.

ભાવનગરમાં ગુરુદેવનો ભવ્ય સત્કાર થયો. સત્કારસમારંભ પૂરો થયો ત્યારે ગુરુદેવે પૂછ્યું, "અહીં જોવા જેવું શું છે?" એ પ્રશ્નનો જવાબ આપતા આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેને કહ્યું: "અહીંના ભક્તો મંજીરા વગાડીને જે ભજન કરે છે તે જોવા જેવું છે."

ગુરુદેવની ઇચ્છાથી ભજનકીર્તનનો કાર્યક્રમ ગોઠવાયો. એ કાર્યક્રમથી ગુરુદેવ મુગ્ધ થયા હતા. ભાવનગરનો કાર્યક્રમ પૂરો કરી ગુરુદેવ અમદાવાદ આવ્યા. ત્યાંથી બીજે દિવસે એ વડોદરા ગયા. વડોદરામાં

એમણે અનેક સભાઓમાં પ્રવચનો આપ્યાં. તેમાં પણ સવિશેષ સ્ત્રીઓની સભાઓમાં એમણે પ્રવચનો આપ્યાં હતાં.

વડોદરામાં તે સમયે દીવાન મનુભાઈ મહેતા હતા. એમને ત્યાં ગુરુદેવની નાટિકા "ચિત્રા" ભજવવામાં આવી હતી.

વડોદરાથી ગુરુદેવ સુરત ગયા. ત્યાં શહેર બહાર શેઠ નગીનચંદના બંગલામાં એમનો ઉતારો હતો. ત્યાં ૨૨મી એપ્રિલે વનિતાવિશ્રામમાં પ્રવચન આપતાં એમણે કહ્યું : "આટલા દિવસ તમારા દેશમાં ખૂબ માનસત્કાર પામ્યો છું. પરંતુ એ સત્કાર પુરુષોનો હતો. એથી હું તમારાં ઘરોની બહાર પૂજા પામ્યો છું એ વાત સાચી; પરંતુ ઘરની અંદર મારો સ્વીકાર થયો નથી. આજે ગુર્જર-જનનીએ મને પોતાના અંતઃપુરમાં બોલાવી બેસાડ્યો છે. આજ લગી હું હતો સન્માનિત અતિથિ એટલે ચાલી ગયા પછી થોડાક પરિત્યક્ત અર્ઘ્ય પુષ્પોનો શુષ્ક ઢગલો અને હોલવાયેલાં માટીનાં કોડિયાંનો ઢગલો મારી પાછળ મૂકી જાત; પરંતુ હવે જ્યારે મને તમે આત્મીય બનાવી લીધો છે એટલે આશા રાખું છું કે હું પણ તમારા અંતરમાં કંઈક સ્થાન મેળવીને, કંઈક શૂન્યતા મૂકીને જઈ શકીશ. તમારા અંતરમાં પણ મારા સ્નેહનું કંઈક વિદાયચિહ્ન રહી જવા પામશે. જગતમાં આવીને આટલું ચિહ્ન જે મૂકી જઈ શકે નહીં તેના જેવો અભાગી બીજો કોણ હશે!"

સુરતથી ગુરુદેવ ડુમ્મસ પણ ગયા હતા અને ત્યાંથી ત્રેવીસમી એપ્રિલે નીકળી એ મુંબઈ ગયા.

આમ ગુરુદેવનો ગુજરાતનો આ પ્રવાસ ૨૧ દિવસ ચાલ્યો હતો.

આ પ્રસંગે ગુરુદેવ આવ્યા ત્યારે એમનો પરિચય આપતો એક સુંદર લેખ કાકાસાહેબે "નવજીવન"માં લખ્યો હતો. કાકાસાહેબનો ગુજરાતી ભાષામાં લખાયેલો એ પહેલો જ લેખ હતો. એ લેખમાં

એમના એ સમયના વ્યક્તિત્વનો પરિચય આપતો જે વિભાગ છે તે અહીં આપીએ :

"પરમેશ્વરે એમને શરીર પણ એવું આપ્યું છે કે એમને જોતાં જ મનમાં શ્રદ્ધા, ભક્તિ ઉત્પન્ન થાય. એમનો કદાવર બાંધો, એમના ઘાટીલા બાહુ અને પાદપિંડ, ગરુડની ચાંચ જેવું એમનું નાક, આ દુનિયામાં ન મળતી વસ્તુ ખોળવામાં પરોવાયેલી છતાં તીક્ષ્ણ સૌમ્ય તેમની આંખો, તેમનું વિશાળ ભાલ વગેરે જોતાં જ દૈવિક મહાપુરુષની સામે આપણે ઊભા છીએ એટલું ભાન કોઈ પણ માણસને રહે તેમ નથી એમના પ્રભાવથી અંજાઈ ને આદરથી સહેજ દૂર ઊભા રહેવાનું મન થાય છે પણ એમની દૃષ્ટિ આપણા ઉપર પડે એટલે તેમાં કેવળ અમીદૃષ્ટિ જોઈ ને આપણને સહેજે ઉત્તેજન પણ મળે છે. જ્યારે તેઓ બોલે છે ત્યારે એમની કોમળ, પ્રેમાળ, સંગીતમય વાણીથી માણસ એટલો આકર્ષાઈ જાય છે કે એમની સાથે ભળી જવામાં પોતે વિવેકનો ભંગ કરે છે એ પણ ભૂલી જાય છે. એમના વાળ પાકી ગયેલા છે છતાં એમનામાં બાલવૃત્તિ અને પ્રસન્નતા પૂરેપૂરી છે. એમના દર્શનથી બીજી વાત આપણા મન ઉપર એ ઠસી જાય છે કે તદ્દન સ્વદેશી ઢગનો પોશાક પહેરવાથી સૌંદર્ય અથવા ગાંભીર્યમાં કાંઈપણ ઊણપ આવતી નથી. કવિની વૃત્તિ સર્વ વાતમાં લહેરી હોય છે. અને રવીન્દ્રનાથ ઠાકુર પોતાના પોશાકમાં પણ લહેરી છે. કોઈ દિવસ સાદું પહેરણુ-જેને બંગાળીઓ "પંજાબી" કહે છે—પહેરીને તેના ઉપર રેશમી ખેસ ઓઢે છે. કોઈ દિવસ લખનૌના નવાબની માફક ઊંચી ટોપી અને લાંબો ડગલો ચડાવે છે તો કોઈ દિવસ ખભા ઉપર જપાની ઝભ્ભો નાખે છે."

ગુરુદેવ આ સિવાય પણ ચાર પાચ વખત ગુજરાતમા આવી ગયા છે શાતિનિકેતન માટે નાણા એકઠા કરવા એ અહીં આવતા હતા શાતિનિકેતન સાથે ગુજરાતીઓનો સ પર્ક ઘણા લાબા વખતથી થયો હતો એટને ગુજરાતમાથી એમને હમેશા પૂરતી સહાય મળી છે ૧૯૩૦ના સત્યાગ્રહ સગ્રામનો આર ભ થવાનો હતો ત્યારે પણ ગુરુદેવ, અમદાવાદ આવ્યા હતા એ સમયે એ સોવિયેત સઘના પ્રવાસે જવાના હતા એ પહેલા અમદાવાદ આવીને સ્વાતત્ર્યસગ્રામમા પોતાની શુભેચ્છા છે એટનુ ગાધીજીને કહેવા તે અમદાવાદમા આવી ગયા હતા

ગુજરાતના અનેક લેખકો સાથે તેમને સબધ બધાયો હતો એમાથી એક વિશિષ્ટ રીતે રસિક એવો પ્રસગ આપણા લોકપ્રિય કવિ શ્રી ઝવેરચદ મેઘાણી વિશે બન્યો હતો એક વાર મેઘાણીભાઈ ગુરુદેવને મળવા શાતિનિકેતનમા ગયા હતા ત્યારે ગુરુદેવની તબિયત સારી ન હતી એટને એમના મત્રીએ મુલાકાત ગોઠવી આપવાની ના પાડી દીધી પણ મેઘાણીભાઈને થયુ કે કાચ બીજે દિવસે મુનાકાતની તક મળે એટને એમણે ત્યા રોકાઈ જવાનુ ઠરાવ્યુ એ પછી એ શાતિનિકેતનમા આમતેમ ફરતા હતા ત્યા એક ગુજરાતી છોકરો એમને મળી ગયો એ શાતિનિકેતનમા અભ્યાસ કરતો હતો તેણે મેઘાણીભાઈને પૂછ્યુ 'તમે અમારા ગુરુદેવને મળ્યા?' મેઘાણીભાઈએ કહ્યુ "ગુરુદેવની તબિયત સારી નથી એટલે એમની પાસે કોઈને મળવા જવા દેતા નથી ગુરુદેવ મને બોલાવશે ત્યારે હુ જઈશ" તરત જ પેલા છોકરાએ કહ્યુ ચાલો, હુ તમને ગુરુદેવ પાસે લઈ જઉ" એમ કહીને એ મેઘાણીભાઈને ખેચવા લાગ્યો પણ મેઘાણીભાઈ એમ જવા તૈયાર ન હતા એટલે એ છોકરો એકનો ગુરુદેવ પાસે દોડી ગયો ત્યા જઈને તેણે કહ્યુ ગુરુદેવ! અમારા ગુજરાતના

કવિ આવ્યા છે તેને તમારી પાસે આવવા દેતા નથી. તમે એમને બોલાવો" ગુરુદેવે તરત જ મંત્રીને બોલાવ્યા અને મેઘાણીભાઈને બોલાવવા સૂચના આપી. તરત જ પેલો છોકરો દોડીને મેઘાણીભાઈ પાસે દોડી ગયો. તેણે તેમને કહ્યું : "હવે તો આવશો ને! ગુરુદેવ બોલાવે છે." પછી મેઘાણીભાઈ ગયા, ઠીક ઠીક સમય સુધી વાતચીત કરી અને ઊઠતાં ઊઠતા પોતે ગુરુદેવને આપેલી તકલીફ માટે ક્ષમા-યાચના કરી. ત્યારે ગુરુદેવે કહ્યું : "એવુ માનશો જ નહીં. તમે વાતો કરી એટલો સમય તો હું મારુ દુઃખ ભૂલી જઉં છુ." આવું ગુરુદેવનુ સૌજન્ય હતુ

અને છેલ્લે એક હળવી વાત કરી લઈએ. ગુરુદેવને ગુજરાતની રસોઈ બહુ ગમી ગઈ. તેમાયે ગુજરાતની કઢી એમને બહુ પ્રિય હતી. બીજા કોઈ પ્રદેશમા આવા પ્રકારનો રસોઈનો પ્રયોગ સ્ત્રીઓએ કર્યો નથી. એ જ રીતે વેડમી પણ એમને બહુ ભાવતી. "વેડમિકા" એ સસ્કૃત શબ્દ છે એટલે પ્રાચીન કાળે તો ભારતમાં ઘણા સ્થળે એનો પ્રચાર હશે પણ હવે તો એ ગુજરાતમાં જ પ્રચલિત છે ગુરુદેવને અને એમના મોટાભાઈ વિજેન્દ્રનાથ ટાગોરને એ બહુ ભાવતી શાંતિનિકેતનમાં શ્રી નરસિંહભાઈ પટેલ રહેતા હતા ત્યારે વારવાર એમને ત્યાથી એ કઢી અને વેડમી મગાવતા

ગુરુદેવ અને ગાંધીજીનો સંબંધ તો જાણીતો છે. એ કારણે પણ ગુરુદેવ અને ગુજરાતનો સબંધ વધુ નિકટનો બન્યો હતો. ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી સસાર ઉપર આ સબધની અસર પડી હતી. ગુજરાતી સાહિત્ય અને સસ્કાર ઉપરની ગુરુદેવની અસરનું અવલોકન કરીને આપણે ગુરુદેવ અને ગુજરાતના સબધ વિશેની આ વાત પૂરી કરીશું

બંગાળી ભાષા અને સાહિત્યની અસર થોડીઘણી તો મધ્યયુગથી ગુજરાત ઉપર, ગુજરાતી ભાષા ઉપર અને ગુજરાતી સાહિત્ય ઉપર પડતી રહી હતી. વૈષ્ણવ સંપ્રદાયના કવિઓની આવી અસર સવિશેષ હતી.

વધુ સ્પષ્ટ અસર ઓગણીસમા શતકમા આવવા લાગી. જે નવાં આંદોલનો ઓગણીસમા શતકમાં પ્રગટયાં તેમાં ગુજરાતનું પ્રાર્થના-સમાજનું આંદોલન બંગાળના બ્રાહ્મસમાજના આંદોલનનું અપત્ય હતું. એ બ્રાહ્મસમાજના સંપર્કને પરિણામે બંગાળી ભાષા અને સાહિત્યની અસર આવવા લાગી હતી.

-સાહિત્ય લેખે બંગાળી સાહિત્યને, ગુજરાતી ભાષામાં સૌથી પ્રથમ લાવનાર નારાયણ હેમચંદ્ર હતા. એમણે અનેક શિષ્ટ બંગાળી કૃતિઓના અનુવાદ કર્યા હતા. પ્રાર્થનાસમાજની સ્થાપના વખતે રવીન્દ્રનાથના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર અમદાવાદ આવ્યા-હતા. એ પછી રવીન્દ્રનાથના મોટાભાઈ સત્યેન્દ્રનાથ તો અહીં ખૂબ લાંબા સમય રહ્યા હતા. ભોળાનાથ સારાભાઈએ 'ઈશ્વર પ્રાર્થનામાળા'ની જે રચના કરી, તે રચના ઉપર, બંગાળી અસર સત્યેન્દ્રનાથના સંપર્કને પરિણામે આવી હતી. શ્રી અરવિંદ ગુજરાતમાં ઠીક ઠીક સમય સુધી વસ્યા હતા અને તેથી પણ બંગાળી અસર આવી રહી હતી.

૧૯૧૩માં રવીન્દ્રનાથને નોબેલ પારિતોષિક મળ્યું. તે પછી, ગુજરાતનું એમના તરફ સવિશેષ લક્ષ ખેંચાયું. એમને વિષે ગુજરાતનાં વર્તમાનપત્રોમાં અને સામયિકોમાં લેખો લખાવા લાગ્યા. ૧૯૧૫માં ગાંધીજી જ્યારે સ્વદેશમાં પાછા પધાર્યા ત્યારે એમના ફિનિક્સના આશ્રમના આશ્રમવાસીઓને શાંતિનિકેતનમાં રાખવાની વ્યવસ્થા થઈ. એ પ્રસંગે ગાંધીજી અને ગુરુદેવનું મિલન થયું. એને પરિણામે ગુરુદેવનો ગુજરાત

સાથેનો સંબંધ વધુ ઘનિષ્ઠ બનવા લાગ્યો. ગુરુદેવનું સાહિત્ય ગુજરાતીમાં વધુ ઊતરવા લાગ્યું. શાંતિનિકેતનમાં જ ગાંધીજીનો કાકાસાહેબ સાથે સૌથી પ્રથમ સંપર્ક રચાયો. ગાંધીજીએ આ શાંતિનિકેતન-નિવાસની નોંધ એમની આત્મકથાના એક પ્રકરણમાં કરી છે.

૧૯૨૦માં ગુજરાતી સાહિત્ય પરિષદમાં હાજરી આપવા ગુરુદેવ અમદાવાદ આવ્યા. એ જ વરસમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. વિદ્યાપીઠના અધ્યાપકોમાં ગુરુદેવની અસર હતી તેથી તો ગુરુદેવનું સાહિત્ય એમના દ્વારા ગુજરાતીમાં ઊતરવા લાગ્યું. યશઃકાય મહાદેવભાઈ અને સદ્‌ગત નરહરિભાઈએ એના પ્રથમ અનુવાદો કર્યા હતા 'પ્રાચીન સાહિત્ય' એ રીતે આપણને મળ્યું અને તેની ઘણી અસર પડી.

આમ ગુજરાત ઉપર ગુરુદેવની જે અસર આવી તે ગાંધીસંપ્રદાય દ્વારા ગળાઈને સવિશેષ આવી છે તેથી તેનું સ્વરૂપ વિશિષ્ઠ બન્યું છે. ગુજરાતના સાહિત્ય ઉપર ગુરુદેવની જે અસર છે, તેનાં તત્ત્વો 'કાન્ત'માં, મુનશીમાં, ધૂમકેતુમાં, શ્રીધરાણીમાં, દર્શકમાં, પ્રહ્લાદ પારેખમાં, સ્નેહરશ્મિમાં અને સુંદરમ્ જોશીમાં બહુ સ્પષ્ટ સ્વરૂપે દેખાય છે.

વિવેચનક્ષેત્રે પણ ગુરુદેવની અસર પહોંચેલી છે, પરંતુ વધુ સાચું કહીએ તો એમ કહેવું જોઈએ કે જે અસરોમાંથી રવીન્દ્રનાથ ઘડાયા હતા એવી જ અસરમાંથી ઘડાયેલા આપણા પ્રકાંડ વિદ્વાન આચાર્ય આનંદશંકર ધ્રુવે એ જ સ્વરૂપની વિવેચનપદ્ધતિ વિકસાવી હતી. ક્યારેક ક્યારેક તો આનંદશંકરભાઈએ ગુરુદેવ કરતાં પણ વધુ સ્પષ્ટ વિવેચન-વિચારણા આપી છે.

રવીન્દ્રનાથ જેવી વિવેચન-વિચારણા આનંદશંકરભાઈએ જેમ સ્વતંત્ર રીતે વિકસાવી, તેમ કાકાસાહેબે પણ વિકસાવી એમ કહી શકાય. ભેદ એટલો છે કે કાકાસાહેબ ઉપર રવીન્દ્રનાથની અસર આવ્યા પછી એમનો પોતાનો સ્વતંત્ર વિકાસ થયો છે. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની વિવેચન-દૃષ્ટિ ઉપર પણ રવીન્દ્રનાથની અસર આવી છે.

રવીન્દ્રનાથની સીધી છાયા તો ગુજરાતી સાહિત્યમાં બહુ ઓછી જણાય છે. એમ કહી શકાય કે બોટાદકરની 'ઊર્મિલા' ઉપર રવીન્દ્રનાથની 'કાવ્યેર ઉપેક્ષિતા'ની ઝાખી ઝાખી છાયા છે. 'પૃથુ શુક્લ'ની 'ફૂલપાખડી' ઉપર રવીન્દ્રનાથની 'ગીતાંજલિ'ની કઈક વધુ છાયા છે. ધૂમકેતુની શૈલી તો સ્વતંત્ર રીતે જ ઘડાઈ છે તોયે રવીન્દ્રનાથનું એમણે જે પરિશીલન કર્યું છે તેની અસર એમના ઉપર આવ્યા વિના રહી નથી. 'પોસ્ટ ઑફિસ' નામની એમની નવલિકામા તો રવીન્દ્રનાથની 'કાબૂલીવાલા' નામની નવલિકાના વસ્તુની પ્રેરણા સ્પષ્ટ રીતે દેખાય છે.

આ પછીના ત્રીસીના દાયકામાં રવીન્દ્રનાથની અસર કઈક ઓછી જણાય છે. સમાજવાદી વિચારો એ કાળે ગુજરાતી સાહિત્ય ઉપર વધુ અસર કરતા થયા હતા. તોયે એ સમય દરમિયાન રવીન્દ્રનાથની ઘણી કૃતિઓના ભાષાંતરો આપણને મળ્યા છે.

શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી આ સમયે શાંતિનિકેતનમા અભ્યાસ માટે ગયા. એમના દ્વારા અને શાંતિનિકેતનમા ગયેલા બીજા ગુજરાતી વિદ્યાર્થી પ્રહ્લાદ પારેખ દ્વારા ગુજરાતી કાવ્યક્ષેત્રે જે નવી સૌંદર્યદૃષ્ટિ આવી, એમાં રવીન્દ્રનાથનુ પ્રદાન મહત્ત્વનુ હતું. એટલે ઇ સ. ૧૯૪૦ પછીની પેઢી ઉપર રવીન્દ્રનાથની અસર વધુ પડી છે અરવિંદની અસર પણ આ કાળથી વધી અને ટાગોરની અસર ઝીલવાની ભૂમિકા વધુ દૃઢ રીતે બધાઈ એમ કહી શકાય તેમ છે. એ અસર ઝીલનારાઓમા સુરેશ જોષીનું નામ ઘણુ મહત્ત્વનુ છે.

શ્રી ઝવેરચંદ મેઘાણીએ આ જ દાયકામા 'રવીન્દ્રવીણા'ની રચના કરી શ્રી મેઘાણીએ ગુરુદેવની કૃતિઓને આત્મસાત્ કરીને એનુ પુનર્સર્જન કરવાની પદ્ધતિ અખત્યાર કરી છે આ સ્વરૂપનો પ્રયોગ મેઘાણી

જેવો પ્રતિભાવંત કવિ કરે તો જ સફળ થાય, બીજા કોઈને આવા પ્રયોગ કરવામાં સફળતા મળી નથી.

આ પછીના સમયમાં રવીન્દ્રનાથનું અધ્યયન ગુજરાતમાં વધુ વ્યાપક બનતું રહ્યું છે. એમને વિષે પણ વધુ લખાતું થયું છે. રવીન્દ્રનાથના સાહિત્યનું મૂલ્યાંકન અભ્યાસીઓ કરતા થયા છે.

તો યે હજી રવીન્દ્રનાથનું અધિકૃત કહી શકાય એવું કોઈ જીવન-ચરિત્ર ગુજરાતી ભાષામાં નથી. જે કંઈ છે તે તદ્દન અસંતોષકારક છે. જે સારું છે, તે વેરવિખેર પડેલુ છે. રવીન્દ્રનાથની શતાબ્દી ઉજવાય છે ત્યારે ગુજરાતી સારસ્વતોએ એક કર્તવ્ય બજાવવા જેવું છે. રવીન્દ્રનાથ વિષે, એમના સાહિત્ય વિષે અને ગુજરાતી સાહિત્ય ઉપર એમનો જે પ્રભાવ પડચો છે એના વિષે જે કંઈ લખાયું છે, એ બધુ સગ્રહીને અભ્યાસીઓને સુપ્રાપ્ય થાય એવું સંપાદન કરવાની જરૂર છે. એમ થાય તો ઘણું ઘણું જાણવાનું મળે. નરસિંહરાવે રવીન્દ્ર-નાથ વિષે લખ્યું છે, આનંદશંકરભાઈએ લખ્યું છે, કવિવર ન્હાનાલાલે લખ્યું છે, કાકાસાહેબે તો એમનો ગુજરાતીમાં લખાયેલો પહેલો જ લેખ ૧૯૨૦ માં રવીન્દ્રનાથ અમદાવાદ આવ્યા ત્યારે એમનો પરિચય આપવા 'નવજીવન'માં લખ્યો હતો. ગાંધીજીએ ગુરુદેવ વિશે લખ્યું છે. આ બધાનું સંકલન થવું જોઈએ.

ગુરુદેવે ગુજરાતી સાહિત્યને શું આપ્યું એવો પ્રશ્ન પૂછવામાં આવે, અને તેનો મિતાક્ષરી ઉત્તર આપવાનો હોય તો એમ કહેવું જોઈએ કે, ગુરુદેવે આપણને નિસર્ગાભિમુખ દૃષ્ટિ આપી. એમણે જીવનના ઇન્કારની મનોદશાને પડકારતી અને વાસ્તવને પ્રતિષ્ઠિત કરતી માનવતાની મહત્તા સ્વીકારવાનું આપણને શીખવ્યું, એમણે આપણામાં સ્વમાનની ભાવના વિકસાવવામાં ગાંધીજીના પરમપુરુષાર્થને સહાયક બને એવી ચિત્રભૂમિકા સર્જી. અને એમણે માત્ર સુંદરની નહિ પણ

સત્ય અને શિવ યુક્ત એવા સુદરની આરાધના એ જ સાહિત્યનુ પરમ કર્તવ્ય છે એમ આપણને સમજાવ્યુ

ગુજરાતી ભાષા ઉપર પણ બંગાળી ભાષાની અસર વ્યાપક બની રહી છે એના શુભ અને અશુભ એમ બે પરિણામો આવે. રવીન્દ્રનાથ પોતે સ્વભાષાના આગ્રહી સરક્ષક હતા, આપણે પણ આપણી ભાષાના એવા જ આગ્રહી સરક્ષક રહેવુ જોઈએ, એવો બોધ એમની પ્રવૃત્તિમાથી મળે છે બગાળી શુ કે બીજી કોઈ ભાષા શુ, બધેથી જ આપણે પ્રેરણા મેળવીએ ગાધીજી કહેતા હતા તેમ આપણા બારીબારણા આપણે અવશ્ય ખુલ્લા રાખીએ, બધી દિશામાથી આપણે સૌરભવતી હવા આપણે ત્યા આવવા દઈએ, પણ આપણને આપણા મૂળમાંથી ઉખેડવાનો કોઈ પ્રયત્ન કરે તો, એ આપણે હરગિજ બરદાસ્ત ન કરીએ રવીન્દ્રનાથની અસર ગુજરાતે જે ઝીલી છે એ આજ પર્યંત તો ગાધીજીની આ શીખને અનુસરીને જ ઝીલી છે પણ રવીન્દ્રપરિશીલનથી આપણા સાહિત્યમા કૃત્રિમતા પ્રવેશે એવો ભય કોઈ કોઈ દિશાએથી દેખાઈ રહ્યો છે, એની સામે આપણે જાગતા રહીએ

## સાહિત્યકાર

રવીન્દ્રનાથના જીવનની કથાનું સમગ્ર અવલોકન કર્યા પછી હવે આપણે સર્જક રવીન્દ્રનાથ વિષે વિચારણા કરીએ.

સર્જક રવીન્દ્રનાથની પ્રતિભા જેટલી વૈવિધ્યપૂર્ણ હતી તેટલી જ તેજસ્વી હતી. વૈવિધ્યની દૃષ્ટિએ તો વિશ્વસાહિત્યના ઇતિહાસમાં એમના સમકક્ષ સર્જક વિરલ જ મળે. તેજસ્વિતાની દૃષ્ટિએ પણ આવા પ્રતિભાવંત સર્જકો ઘણા ઓછા હોય છે.

રવીન્દ્રનાથે કાવ્યો રચ્યાં છે, ગીતો રચ્યાં છે, નાટકો રચ્યાં છે, નવલિકાઓ રચી છે, વિવેચન કર્યું છે, નિબંધો લખ્યા છે, દાર્શનિક નિરૂપણ કર્યું છે, નવલકથાઓ લખી છે, પ્રવચનો આપ્યાં છે અને આ કોઈ સ્વરૂપમાં જેનો સમાવેશ ન થાય એવા સ્વરૂપનું પણ ઘણું જ લેખન કર્યું છે.

પણ રવીન્દ્ર-સર્જન માત્ર શબ્દની આરાધનાથી પૂરું થતું નથી. સૂર અને સ્વરની રવીન્દ્ર-સાધના ઓછા મહત્ત્વની નથી. રવીન્દ્ર સંગીત એ વિશ્વકવિની પ્રતિભાની વિશિષ્ટ તસવીર રચે છે.

આ જાણે ઓછું હોય તેમ રવીન્દ્રનાથે રંગ અને રેખાની કલા પણ સિદ્ધ કરી છે. એમાંયે એમનું વિશિષ્ટ વ્યક્તિત્વ છે. ભાવના આલેખન માટે જે ચિત્રકલા જોઈએ એ ચિત્રકલાનો ધાટ ઘડવામાં રવીન્દ્રનાથનું ઐતિહાસિક પ્રદાન છે.

વૈવિધ્યપૂર્ણ એવા આ સર્જન વિષે પૂરી વિગતથી નિરૂપણ કરવા માટે તો એક બૃહદ્ ગ્રંથ રચવો પડે આપણે તો આ વૈવિધ્યનાં સત્વનો પરિચય આપે એવી રૂપરેખા જ દોરવાની છે

રવીન્દ્રનાથ ૧૮૬૧માં જન્મ્યા એના પહેલાં ચાર વરસે ૧૮૫૭માં આપણી રાષ્ટ્રીય અસ્મિતાના પ્રથમ આવિષ્કારરૂપ સ્વાતંત્ર્યસગ્રામ આવી ગયો હતો જે ભારત ૧૮મી સદીમાં તદ્દન ધરાશાયી બની ગયો હતો એ ભારતમાં પુનર્જાગૃતિ ૧૯મા શતકમાં શરૂ થઈ ગઈ હતી એ જાગૃતિના આદિ પુરુષ રાજા રામમોહન રોય હતા એમની અસર નીચે જે પરિવર્તન ચાલી રહ્યું હતું એ પરિવર્તનના કેન્દ્રમાં રવીન્દ્રનાથના જન્મના સમયે એમના પિતા દેવેન્દ્રનાથ હતા એટલે એ નવપ્રસ્થાન આરભાઈ ચૂક્યુ હતું એ વિષે સ દેહ નથી પણ આ નવપ્રસ્થાન પૂરે-પૂરુ મૌલિક ન હતું પશ્ચિમની વ્યાપક અસર ત્યારે આપણા દેશ ઉપર હતી જે નવાં પ્રયાણ આરભાતાં હતાં એ પણ પશ્ચિમના અનુકરણ રૂપ વિશેષે કરીને હતાં

આ પછી એસી વર્ષે ઇ સ ૧૯૪૧માં જ્યારે રવીન્દ્રનાથ વિદાય થયા ત્યારે પરિસ્થિતિમા મૂળભૂત ભેદ હતો ભારતીય અસ્મિતા વિકસી ચૂકી હતી એ અસ્મિતાના વિકાસમા આ એક શતકમા જે મહા પુરુષોએ મહત્ત્વનુ પ્રદાન કર્યું તેમા મુખ્ય મહાત્મા ગાધી અને કવિ મનિષી રવીન્દ્રનાથ હતા ભારતીય સર્જકતા આ સમય સુધીમા પરિપક્વ અને મૌલિક બની ચૂકી હતી

રવીન્દ્રનાથ પ્રધાનત કવિ હતા, પણ એ માત્ર કવિ ન હતા મહાત્મા ગાધી રાજપુરુષ હતા પણ એ માત્ર અને મુખ્યત્વે રાજપુરુષ ન હતા, એવી જ રીતે રવીન્દ્રનાથ વિષે પણ કહી શકાય એમ હતું સૂર્યના નામ ઉપરથી જેમનુ નામ પડ્યું હતુ એવા આ કવિવરની પ્રતિભા અનેક ક્ષેત્રો ઉપર પ્રકાશ પાથરતી હતી અને બધી જ દિશા ઓને અજવાળતી હતી એ પ્રતિભામાંથી જે સૃષ્ટિ થઈ એ સત્વની

દૃષ્ટિએ, વિપુલતાની દૃષ્ટિએ અને વૈવિધ્યની દૃષ્ટિએ અસામાન્ય હતી. અનેક સર્જકો મળીને જે કરવામાં શતકો લે એવું સર્જન એમણે એક આયુષ્યની મર્યાદામા કર્યું. સાહિત્યનું કોઈ પણ ક્ષેત્ર એમના સ્પર્શ વિનાનું રહ્યું નથી. સાહિત્યવિમર્શના કોઈ પણ ધોરણે કસોટી કરીએ તોપણ સત્વશીલ અને સર્વકાલીન મનાય એવું ઘણું સર્જન એમણે કર્યું છે.

એવા કવિઓ બહુ થોડા હોય છે કે જેમની કૃતિઓ વિષે વિદ્વાનો મહાનિબંધો રચે અને સાથે સાથે સામાન્ય જનતા હોંશે હોંશે ગાય. રવીન્દ્રનાથ એવા કવિ છે કે જેની કૃતિઓ વિષે વિદ્વાનોના વિવેચન-ગ્રંથો રચાયા છે અને બંગાળનાં ગામડાંઓમાં જેની કૃતિઓનો ગુંજારવ ઘેર ઘેર સંભળાય છે. રવીન્દ્રનાથ વિષે સાચો ખ્યાલ બંગાળ બહાર બહુ થોડો છે. આપણે એમની કૃતિઓનાં ભાષાંતરો વાંચીએ છીએ. એ ભાષાંતરોમાં રવીન્દ્રશૈલી આપણે પામતા નથી. તદ્દન સરળ એવી જનતાની ભાષામાં આવી પ્રગલ્ભ રચનાઓ થઈ શકે એ વાત જ્યાં સુધી આપણે રવીન્દ્રનાથની મૂળ બંગાળી કૃતિઓ ન વાંચીએ ત્યાં સુધી સમજી શકીએ નહિ. રવીન્દ્રનાથના કાવ્યમાં પણ આપણને ઉપનિષદના પડઘા સંભળાય છે તો સાથે સાથે બંગાળના બાઉલનો ધ્વનિ પણ એટલી જ સ્પષ્ટતાથી સંભળાય છે. રવીન્દ્રનાથની નવલિકામાં ઊર્મિ-કાવ્યની રમણીયતા છે તો સાથે સાથે રશિયાના પ્રસિદ્ધ નવલિકાસ્વામી ચેખોવની નવલિકા કલાની સચોટતાનો અનુભવ પણ છે.

ઊર્મિકાવ્યના ક્ષેત્રે તો રવીન્દ્રનાથ પ્રથમ પંક્તિમાં સ્થાન પામ્યા છે. માત્ર બંગાળી સાહિત્યમાં જ નહિ પણ વિશ્વસાહિત્યમાંયે એમણે જેવાં ઊર્મિકાવ્યો લખ્યાં છે એવાં કોઈ કવિકુલગુરુ કાલિદાસે, કોઈ ગેટેએ, કોઈ શેલીએ કે કવિવર ન્હાનાલાલ સમા કોઈ આપણા ગુજ-રાતી કવિએ જ લખ્યાં છે. વધુ મહત્ત્વની વાત તો એ છે કે અહીં જે ઊર્મિ કવિઓનાં નામ ગણાવ્યાં એમણે અથવા તો એવા બીજા કોઈ કવિઓએ રવીન્દ્રનાથ જેટલું વિપુલ ઊર્મિકાવ્ય-સર્જન કર્યું નથી—

હજારોની સંખ્યામાં—આ કોઈ અતિશયોક્તિ નથી—એમણે ઊર્મિકાવ્યો લખ્યાં છે. એમાંની શ્રેષ્ઠ રચનાઓનો સંગ્રહ આપણને 'એકોત્તર શતિ' નામના આપણી સાહિત્ય એકેડેમીએ બહાર પાડેલા સંગ્રહમાં મળે છે.

ઊર્મિકાવ્ય પછી રવીન્દ્ર પ્રતિભાનું મહત્ત્વનું સર્જન નાટકનું છે. રવીન્દ્રનાથનાં નાટકો પૂરા અર્થમાં મૌલિક છે. આપણા પ્રાચીન નાટ્યશાસ્ત્રના નિયમોનું બંધન એમણે સ્વીકાર્યું નથી. ગ્રીક નાટ્યકલાને એ અનુસર્યા નથી. પશ્ચિમની અર્વાચીન નાટ્યકલાથી એ પ્રભાવિત થયા નથી. એમનાં નાટકોનું સ્વરૂપ એમણે પોતે જ ઘડ્યું છે. એમણે પોતે એ ઘડ્યું છે તેથી તો એ નાટકો ભજવવામાં ઘણી મુશ્કેલીઓ રહેલી છે. એ મુશ્કેલીઓનું નિવારણ થઈ શકે એટલા માટે તો એમણે પોતાની દૃષ્ટિને અનુરૂપ પોતાની જ અભિનયકલા વિકસાવી હતી. રવીન્દ્રનાથની પ્રતિભાનું એક વધુ પાસું અભિનયકાર રવીન્દ્રનાથની કલામાં આપણને મળી શકે છે.

નવલિકાકાર રવીન્દ્રનાથને કેટલાક વિવેચકોએ કવિ રવીન્દ્રનાથ અને નાટ્યકાર રવીન્દ્રનાથ કરતાં પણ ઊંચે સ્થાને બેસાડ્યા છે. રવીન્દ્રનાથની નવલિકા સાચે જ તો આપણી પ્રાચીન લઘુકથામાંથી વિકસેલી એવી કલા છે. એમની કેટલીક નવલિકાઓ તો ગદ્યકાવ્યના નમૂનારૂપ બની રહે એવી છે. સામાન્ય રીતે નવલિકા જીવનના એક ખંડનું દર્શન કરાવે છે. રવીન્દ્રનાથની નવલિકા એવી નથી. એમાં તો જાણે જીવનની સમગ્ર તસ્વીર લઘુદર્શક યંત્ર દ્વારા ઝિલાઈ ને આવી હોય એવું આપણને લાગે છે.—એટલે પશ્ચિમના કેટલાક વિવેચકોએ રવીન્દ્રનાથની નવલિકાને નવલિકા લેખવાનો ઇન્કાર કર્યો છે.

રવીન્દ્રનાથે નવલકથાઓ પણ લખી છે. બંગાળી નવલકથાકારોમાં જે મહાન ત્રિપુટી લેખાય છે તેમાં આ નવલકથાઓને પરિણામે રવીન્દ્રનાથને સ્થાન મળ્યું છે. બંકીમચંદ્ર, રવીન્દ્રનાથ અને શરદચંદ્ર એ ત્રણ અર્વાચીન બંગાળના શ્રેષ્ઠ નવલકથાકારો ગણાયા છે. એ ત્રણેયની પોત-

તાની વિશિષ્ટતા છે. બંકિમચંદ્રની નવલકથા ઇતિહાસકારની નવલકથા, શરદચંદ્રની નવલકથા સમાજદર્શનની નવલકથા છે, ત્યારે રવીન્દ્રનાથની લકથા કવિની નવલકથા છે, દાર્શનિકની નવલકથા છે. અને સૌથી શેષ તો સંસ્કૃતિના વિધાયકની નવલકથા છે. એટલે કે બંકિમચંદ્ર અને દચંદ્રની નવલકથાઓ આપણા પુરાણકારો અને બીજા કથાકારોના સારૂપે વિકાસ પામી છે તો રવીન્દ્રનાથની નવલકથા વ્યાસ, વાલ્મીકિ ને કાલિદાસનાં મહાકાવ્યોમાંથી વિકાસ પામીને આકાર પામી છે.

રવીન્દ્રનાથનું ગદ્યલેખન જુદી જ કોટીનું છે. એમાં એ કલાકાર તેથી વધુ દાર્શનિક છે, અને એથીય વધુ તો આર્ષદ્રષ્ટા છે. ાં એના લેખનને પરિણામે, એમણે આપણને આત્મભાન આપ્યુ સ્વમાન શીખવ્યુ છે અને દમન સામે, શોષણ સામે અને પાખંડ મે સંગ્રામ ચલાવવાની પ્રેરણા આપી છે એમનું આ ગદ્યલેખન ત્ અંશે પ્રવચનોના સ્વરૂપનું છે. પણ કેટલુંક નિબંધરૂપે પણ માયેલું છે.

હવે આપણે રવીન્દ્રનાથના સર્જનનો થોડોક સવિસ્તર પરિચય વીએ. રવીન્દ્રનાથને આપણે કવિ કહીએ છીએ એટલે સૌથી પ્રથમ પણે એમનાં કાવ્યો વિશે સૌથી પહેલું નિરૂપણ કરીએ

વ્યક્તિત્વની મહત્તા, સર્જનનો પ્રવાહ અને સ્વરૂપોના વૈવિધ્યની ષ્ટિએ રવીન્દ્રનાથ વિશ્વસાહિત્યમાં અસામાન્ય ઘટના સમા છે. એમના વ્યમાં સ્વરૂપ, વસ્તુ અને લાગણીની જે કારીગીરી છે એ પણ લી જ અસામાન્ય છે. રવીન્દ્રનાથ બંગાળી સાહિત્યમાં આવ્યા રે બંગાળી સાહિત્યનો નવો યુગ આરંભાઈ ચૂક્યો હતો. માઈકેલ ધુસૂદન દત્ત તેમજ બિહારીલાલ ચક્રવર્તીએ નવો યુગ પ્રવર્તાવ્યો હતો તુ રવીન્દ્રનાથ એ રીતે સ્થપાયેલી નવી પ્રણાલિકાને અનુસરનારા ન . એમણે તો પોતાની જ વિશિષ્ટ શૈલી વિકસાવી. પ્રાચીન રતીય કાવ્યનું એમણે પરિશીલન કર્યું હતું. તેમણે ઉપનિષદનાં

આધ્યાત્મિક કાવ્યનું પાન કર્યું હતું. તેમણે કાલિદાસની કોમળ કલાનો આસ્વાદ કર્યો હતો. એમણે વૈષ્ણવ કવિઓની પ્રેરણા ઝીલી હતી. એટલે તો ભારતીય કવિઓમાં એ સૌથી વધુ ભારતીય છે અને સાથે સાથે સૌથી વધુ સાર્વત્રિક છે. બધે સ્થળેથી પ્રેરણા લેવા રવીન્દ્રનાથ તત્પર હતા. અંગ્રેજી કાવ્યમાંથી પણ એમણે પ્રેરણા મેળવી છે. ઉત્તમ પ્રકારના સંગીતમાંથી જેમ એમણે કેટલાંક તત્ત્વો લીધાં છે તેમ સરળમાં સરળ લોકગીતમાંથી પણ એમણે કેટલાંક તત્ત્વો લીધાં છે.

રવીન્દ્રનાથનો સ્વાધ્યાય ઘણો વ્યાપક છે. 'એમને માનવજીવનનાં ઘણાં ક્ષેત્રોમાં રસ હતો.' 'હું મનુષ્ય છું અને જે કંઈ માનવીય છે એ બધાંમાં મને રસ છે' એમ કહેનાર યુરોપીય વિદ્વાન ટેરેન્સની જેમ રવીન્દ્રનાથ પણ એમ જ કહી શકે; પણ રવીન્દ્રનાથ વધુ પડતા બહિર્મુખ નથી. એ ક્યારેય દંભ કરતા નથી. રવીન્દ્રનાથનું કાવ્ય જેટલા પ્રમાણમાં બંગાળી છે એટલા જ પ્રમાણમાં ભારતીય છે અને એમાંનું ઘણુંખરું સાર્વત્રિક છે; કારણ કે એ ખૂબ ઊંડે સુધી માનવજીવનનું અવગાહન કરનારા છે. માત્ર વસ્તુ કે ભાવનિ વૃત્તિએ રવીન્દ્રનાથ સાર્વત્રિક નથી, એમના સૂર પણ સાર્વત્રિક છે.

શૈશવ અને કિશોરાવસ્થામાં રવીન્દ્રનાથ મહદ્ અંશે ઘરમાં રહ્યા છે પણ આ સમય દરમ્યાન દૂર અને નજીક એમ પરિભ્રમણ કરવાની તીવ્ર આકાંક્ષા એ સેવતા રહ્યા છે. એમણે સમગ્ર સંસ્કૃત દુનિયાનો પ્રવાસ કર્યો છે. એમને બધે જ સ્વાગત મળ્યું છે. જ્યાં એ ગયા છે ત્યાં એમણે કાવ્યસર્જન કર્યું છે. પણ ઘરનો સાદ તો એ સદાયે સાંભળતા રહ્યા છે. અમે ત્યાં હોય તોપણ એમને શાંતિનિકેતનમાં પાછા આવી જવાની ઇચ્છા તો રહ્યા જ કરી છે.

રવીન્દ્રનાથનું વ્યક્તિત્વ બહિર્મુખી છે. એનાં વિવિધ પાસાં ક્યારેક તો એકબીજાથી સંપૂર્ણ રીતે ભિન્ન છે, તોયે એકબીજાનાં પૂરક પણ બની રહે છે. સામાન્યતઃ શાંત ચિત્તે વિચારવાની એમને ટેવ હતી પણ,

અનેક પ્રસંગે શીઘ્ર વિચાર અને શીઘ્ર નિર્ણય એમણે કર્યા છે. એમની' વ્યવહારકુશળતાની પ્રતીતિ આપણને 'વિશ્વભારતી'ની રચનામા થાય છે.

રવીન્દ્રનાથનું અંતર–જીવન કલ્પના અને શોધવૃત્તિ વચ્ચે ઝોલાં ખાતુ રહે છે. થોડા સમય સુધી એ ચિંતનશીલ રહે છે તો વળી ફરીને સંઘર્ષમય જીવનમાં આવી પડે છે થોડા સમય સુધી એ ઊંડો વિચાર કરે છે અને પછી એ સાક્ષાત્કારને પામે છે ઋતુઓનું જેમ પરિવર્તન' થાય છે, દિવસ અને રાતની જેમ સંતાકૂકડી ચાલે છે, જીવન અને મૃત્યુ વચ્ચે જેમ આયુષ્ય ચાલે છે એમ રવીન્દ્રનાથને પોતાનું જીવન પણ જ્ઞાત અને અજ્ઞાત વચ્ચે ઝૂલતું દેખાય છે

એક વાત લક્ષમાં રાખવી જોઈએ કે રવીન્દ્રનાથનો જીવન અને જગત વિશેનો ખ્યાલ વાસ્તવવાદી છે. જીવન અને જગતનો એ સ્વીકાર કરે છે. જીવન અને જગતના સૌંદર્યનો એ પુરસ્કાર કરે છે. જીવન અને જગત આવાં સુંદર છે તેથી એ સંતોષ અનુભવે છે

રવીન્દ્રનાથનું ઘડતર ઘરમાં થયું છે. એમને કલકત્તામાં અને લંડનમાં થોડીક શાળાની કેળવણી મળી હતી પણ બંગાળી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષા તેમજ સાહિત્યનો એમનો ઘણોખરો અભ્યાસ ઘેર જ થયો હતો. કેટલાક વિજ્ઞાનોનો અભ્યાસ પણ એમણે ઘરમા કર્યો હતો. શૈશવના કાળથી જ એમને સંગીતમા રસ હતો. બાળપણમાં કુસ્તી ખેલીને અને બીજી રીતે એમણે શરીરને સુદૃઢ બનાવ્યું હતુ એટલે તો પચાસ વર્ષના એ થયા ત્યાં સુધી એમને માંદગીનો ભાગ્યે જ અનુભવ થયો હશે. રવીન્દ્રનાથના સાહિત્યનું મૂલ્યાંકન કરતી વેળાએ આ હકીકત ખાસ લક્ષમાં રાખવી જરૂરી છે. સ્વસ્થ દેહમાના સ્વસ્થ ચિત્તમાથી રવીન્દ્રનાથની કલા પ્રગટી છે એ મહત્ત્વની વાત છે

રવીન્દ્રનાથને પદ્ધતિસરની શાળાની કેળવણી ન મળી એ સારું થયું. એમના ઘરમા સંસ્કારી જીવનના બધા પ્રવાહ વહેતા હતા એમના પિતા ઉપનિષદ્‌ના પ્રેમી હતા. એ વ્યાપક ધર્મભાવનામાં માનતા હતા. ભારતીય

દર્શન અને સંસ્કારના એ પુરસ્કર્તા હતા અને રચનાત્મક રાષ્ટ્રવાદના એ હિમાયતી હતા અને પરિણામે એમના પરિવારમાં જે કાંઈ થાય તે બધામાં મૌલિકતા દેખાતી એમનું દૃષ્ટિબિંદુ માત્ર બંગાળી ન હતું એ ભારતીય પણ હતું બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયના વિચારનું વાહન 'બંગદર્શન' હતું ત્યારે રવીન્દ્રનાથના વિચારનું વાહન 'ભારતી' હતું રવીન્દ્રનાથના પિતા દેવેન્દ્રનાથ એક ખૂબ શ્રીમંત પિતાના પુત્ર હતા પણ એમને સામાન્ય જીવન સ્વીકારવું પડ્યું હતું એમના પિતા બહુ મોટાં દેવાં મૂકી ગયા હતા એ આપવાનો ઇન્કાર દેવેન્દ્રનાથ કરી શકે તેમ હતા પણ નૈતિક દૃષ્ટિએ એમ કરવાનું એમને યોગ્ય લાગ્યું નહીં અને એમણે જીવનભર તંગી ભોગવીને પણ દેવું ચૂકવ્યું હતું રવીન્દ્રનાથનો જન્મ થયો ત્યારે કુટુંબની સ્થિતિ સારી થઈ ગઈ હતી તોય જે સાદાઈની ઘરેડ પડી ગઈ હતી તે તો ચાલુ જ હતી મધ્યમ વર્ગીય કુટુંબમાં જે સ્વરૂપનો થાય તે સ્વરૂપનો ઉછેર જ રવીન્દ્રનાથનો થયો હતો પણ એને સામાન્ય રીતે આ વર્ગના કિશોરોને જેવો સમાજસંપર્ક મળે છે તેવો મળ્યો ન હતો એ માતાના સૌથી નાના સંતાન હતા એટલે એમના તરફ વધુ લક્ષ અપાયું હતું એ ચાર કે પાંચ વર્ષના થયા ત્યારથી એમને ચાકરોના હાથમાં મૂકવામાં આવ્યા હતા અને પરિણામે જે બંધાયેલું જીવન એમને જીવવું પડ્યું તેથી તો એમનામાં અંતર્મુખતા અને ચિંતનશીલતા વિકાસ પામ્યાં

સાહિત્ય સાથેનો રવીન્દ્રનાથનો પહેલો પરિચય એમને કુટુંબીજનો દ્વારા અને કુટુંબના નોકરચાકરો દ્વારા થયો બંગાળીમાં કૃત્તિવાસ અને કાશીરામ નામના મધ્યકાલીન લેખકોએ લખેલી કૃતિઓમાંથી એમને રામાયણ અને મહાભારતની કથાઓનો પરિચય થયો હતો દાસરથીરામની 'મધુકાન' નામની કૃતિમાંથી એમને શબ્દમાધુર્યનો પરિચય થયો હતો આ પછી એમના જ્યેષ્ઠ બંધુ દ્વિજેન્દ્રનાથ પાસે એમણે કાલિદાસ કૃત 'મેઘદૂત' સાંભળ્યું હતું સંસ્કૃત ભાષા તો એમને આવડતી ન હતી

પણ એ ભાષામાં જે માધુર્ય હતું તે તેમને સ્પર્શી ગયું. થોડાં વરસ પછી એમણે જ્યારે 'મેઘદૂત' વાંચ્યું ત્યારે પ્રથમ શ્રવણની જે છાપ એમના ચિત્ત પર પડી હતી તેનું આહ્લાદક સ્મરણ એમને થયું. 'મેઘદૂત'ના શ્રવણે એમને વાદળામાં રસ લેતા કર્યા હતા.

આ સમય દરમ્યાન કિશોર રવીન્દ્રનાથે જયદેવના સંગીતનો અભ્યાસ કર્યો હતો. તેણે ચંડીદાસ અને વિદ્યાપતિ જેવા વૈષ્ણવ કવિઓનાં ગીતો ખૂબ વાંચ્યાં હતાં. બંકિમચંદ્રની નવલકથાઓ સમેત ઘણું બંગાળી ગદ્યસાહિત્ય પણ તેમણે વાંચ્યું હતું. માઈકેલ મધુસૂદન દત્તની કવિતા એમણે વાંચી હતી ખરી પણ એનાથી એ આકર્ષાયા ન હતા. એ કવિના 'મેઘનાદ વધ' નામના પ્રસિદ્ધ કાવ્યની તો એમણે 'ભારતી'માં કડક વિવેચના કરી હતી. આમાં દોષ કવિનો ન હતો. દોષ તો એ હકીકતનો હતો કે 'મેઘનાદ વધ' એમને પાઠ્યપુસ્તક તરીકે શીખવાનું હતું. એ રીતે બંધાઈ ગયેલો પૂર્વગ્રહ એમની વિવેચનામાં પ્રતિબિંબ પામ્યો હતો.

રવીન્દ્રનાથે આ સમય દરમ્યાન અંગ્રેજી કાવ્યો પણ ઠીક ઠીક વાંચ્યાં હતાં. રાજનારાયણ બોઝ અને અક્ષયકુમાર ચૌધરી નામના કુટુંબના બે સંબંધીઓએ એમને આ વાચનમાં માર્ગદર્શન આપ્યું હતું. બંગાળી કાવ્યમાં એ પોતાના જ્યેષ્ઠ બંધુના 'સ્વપ્નપ્રયાણ'ના અને બિહારીલાલ ચક્રવર્તીના 'બંગસુંદરી' અને 'શારદામંગલ' એ કાવ્યોના પ્રશંસક બન્યા હતા. પણ આ કવિઓની એમના સર્જન ઉપર અસર પડી છે એમ કહેવાય નહીં. દ્વિજેન્દ્રનાથની અસર એ કાળે તો ન થઈ પણ એ પછી ઘણાં વર્ષે જ્યારે રવીન્દ્રનાથે બાલકાવ્યો અને હળવાં ગીતો લખ્યાં ત્યારે તેમાં તેની અસર સ્પષ્ટપણે દેખાઈ હતી.

સાંસ્કારિક નવપ્રસ્થાનની સાથે સાથે જે રાષ્ટ્રીય આંદોલન વિકાસ પામી રહ્યું હતું તેમાં રવીન્દ્રનાથનું કુટુંબ કેન્દ્રસ્થાને હતું. પરિણામે રવીન્દ્રનાથની આરંભની કવિતામાં રાષ્ટ્રભક્તિની ભાવના સવિશેષ

પ્રતિબિંબ પામી છે. હેમચંદ્ર બેનરજી નામના એ સમયના એક બંગાળી રાષ્ટ્રીય કવિ કૃત 'ભારત સંગીત' નામની કૃતિમાંથી તેમને ઘણી પ્રેરણા મળી હતી.

કિશોરાવસ્થામાં બહારનું જગત જોવાનો પહેલો અસરકારક પ્રસંગ રવીન્દ્રનાથને લગભગ ૧૨ વર્ષની ઉંમરે મળ્યો હતો. ત્યારે એમના પિતા એમને પંજાબ પાસેના હિમાલય પ્રદેશમાં લઈ ગયા હતા. એટલે ૧૮૭૩ થી ૧૮૭૫ ના ગાળામાં એમણે જે કાવ્યો લખ્યાં તેમાં હિમાલયના પડછાયા પણ્ના જ કર્યા છે. એ સમયનાં કાવ્યો મહદ્ અંશે પ્રેમની નિષ્ફળતાનાં કાવ્યો છે. એવો વિષય પસંદ થયો એનું કારણ એમના એ સમયના કાવ્યવાચનમાંથી મળે છે. એ સમયે એ અતૃપ્ત પ્રેમના ગાન ગાનાર અંગ્રેજી તેમજ ભારતીય કવિઓનાં કાવ્યો વાંચતા હતા.

રવીન્દ્રનાથની પ્રતિભાનો પ્રથમ વિશિષ્ટ આવિષ્કાર તો વિદ્યાપતિ જેવા વૈષ્ણવ કવિઓનાં કાવ્યોનું અનુકરણ કરવાના એમના પ્રયત્નમાંથી થયો. વૈષ્ણવ કવિઓની રીત અનુસાર આ કાવ્યોમાં છેલ્લી કડીમાં કવિનું નામ આવતું હતું. એવા નામ તરીકે તેમણે ભાનુસિંહ અથવા ભાનુ એવા તખલ્લુસનો સ્વીકાર કર્યો હતો. આ કાવ્યો ૧૮૭૭ થી 'ભારતી'માં પ્રસિદ્ધ થવા લાગ્યાં. એની પ્રસિદ્ધિ શરૂ થઈ કે તરત જ એને વિશે ચર્ચાઓ ચાલવા લાગી. એ ચર્ચા થવાનું કારણ હતું- રવીન્દ્રનાથે એવી જાહેરાત કરી હતી કે એમને મળી આવેલી એક જૂની હસ્તપ્રતમાંથી એમણે આ કાવ્યોની પ્રસિદ્ધિ કરી હતી. રવીન્દ્રનાથ પોતે આ કાવ્યોને ઝાઝું મહત્ત્વ આપતા ન હતા. પણ એ કાવ્યોમાં પણ શૈલી ઉપરની એમની પકડનું દર્શન થયા વિના રહેતું નથી.

આ પછી એ લંડન ગયા અને ત્યાં લંડનમાં યુનિવર્સિટી કૉલેજમાં એમણે પ્રાધ્યાપક હેન્રી મોરલીનાં જે પ્રવચનો સાંભળ્યાં તેની

તેમના ઉપર ઘેરી અસર પડી. ઈંગ્લંડમાં હતા એ સમય દરમ્યાન જ એમનાં કાવ્યોમાં આત્માભિવ્યક્તિના સૂર સંભળાવા લાગ્યા હતા. ઊર્મિકાવ્યની પ્રથમ શરત એ છે કે તેમાં કવિના પોતાના વ્યક્તિત્વનું પ્રતિબિંબ પડે. એટલે રવીન્દ્રનાથ ઊર્મિકવિ બનવાના હતા તેનાં ચિહ્નો આ સમયથી દેખાવા લાગ્યાં હતાં. ઇંગ્લંડથી પાછા ફર્યા પછી આ લક્ષણ વધુ ખીલવા માંડ્યાં. ૧૮૮૨ મા પ્રસિદ્ધ થયેલા એમના કાવ્ય-સંગ્રહ "સાધ્ય સંગીત" માં આપણે આ લક્ષણ પ્રગટી ચૂકેલું જોઈ શકીએ છીએ. એમાંનાં કાવ્યો અપરિપકવ અને ધૂંધળાં છે એ વાત સાચી છે. તોપણ એ સમયના બંગાળી કવિઓથી કંઈ જુદી કોટિના કવિ લેખે રવીન્દ્રનાથ આ સમયથી જ મનાવા લાગ્યા હતા. એમાંના જે ભાવ છે તે અસ્પષ્ટ છે. એમાં જાણે જગત સાથે પોતાનો મેળ નથી એવો ભાવ કવિ અનુભવે છે. એમાં કવિ ઊર્મિના આઘાત-પ્રત્યાઘાતોમાં અટવાયા કરે છે. પણ થોડા જ સમયમાં એ સ્વસ્થ બની જાય છે. ૧૮૮૩ માં પ્રસિદ્ધ થયેલા સંગ્રહ "પ્રભાત-સંગીત"માં આપણને આ સ્વસ્થતાના દર્શન થાય છે. હવે જગત કવિને રવિના પ્રકાશમા ગૌરવપૂર્વક વિલસતું લાગે છે. એ ગાય છે: "વિસ્મિત, આત્મવિસ્મૃતિ અનુભવતો અને અબોલ એવો હું જગત તરફ જોયા કરું, બસ જોયા કરું એટલી જ મારી આકાંક્ષા છે."

૧૮૮૪માં "છબી-ઓ-ગાન" પ્રસિદ્ધ થયું. એમાનાં કેટલાંક ગીતો તો પહેલાં લખાયેલા છે. પણ "રાહુર પ્રેમ" અને "આર્તસ્વર" નામનાં બે કાવ્યો વિશિષ્ટ છે. પહેલામા પ્રેમની તીવ્ર ઉત્કંઠા આલેખાઈ છે અને બીજામા ઊર્મિજન્ય આરતીનું આલેખન થયું છે. આ સગ્રહની બીજી એક વિશેષતા છે. રવીન્દ્રનાથના કાવ્યોમા વર્ષાનું ઘણું મહત્ત્વ રહ્યું છે. એ સ્વરૂપના મહત્ત્વનો પહેલો અનુભવ આપણને આ સંગ્રહમા થાય છે. એવી જ રીતે મધ્યાહ્નનું ટાગોરને મન ઘણું મૂલ્ય છે. એની પહેલી પ્રતીતિ પણ આ સંગ્રહ આપે છે.

'છબી–ઓ–ગાન' પછી 'કડી–ઓ–કોમલ' પ્રસિદ્ધ થયું. એ એની વચ્ચે કવિ એક બીજાણુ અનુભવમાંથી પસાર થાય છે. એને વિશેનો ઉલ્લેખ આપણે 'જીવનકથા' વિભાગમાં કર્યો છે. એમનાં ભાભી કાદમ્બરીદેવીની આત્મહત્યાનો એ પ્રસંગ હોય છે. આ આઘાત એમને મૂઢ બનાવી નાખે એવો હતો પણ એમના કવિત્વના વિકાસ માટે એ આવશ્યક હતો. એ આઘાતનુ પરિણામ આત્મકેન્દ્રીત તરંગી માનસ ઉપર વિનાશક પ્રહાર થયો એ આઘાતને પરિણામે વાસ્તવિક જગત તરફ દુર્લક્ષ કરીને જીવનયાના ન ચાલી શકે એ સત્યનો એમને સાક્ષાત્કાર થયો એટલે જે અગાધ શોક એમણે અનુભવ્યો તેને પરિણામે તો એમની દૃષ્ટિ ઉપર, એમની કલ્પના ઉપર, એમની સહાનુભૂતિની ભાવના ઉપર અને સત્યદર્શનની એમની ભાવના ઉપર ક્રાન્તિકારી અસર થઈ. રવીન્દ્રનાથની કવિતા ઉપર મૃત્યુની ભાવનાની જે છાયા સદાયે પડતી રહી છે તેનો આરંભ આ પ્રસંગમાથી થયો છે. તાત્કાલિક અસર તો એ થઈ કે રવીન્દ્રનાથ એ સમયથી સભાન રીતે પોતાના સર્જનને કલાત્મક સ્વરૂપ આપવા પ્રયત્ન કરવા લાગ્યા. એ વધારે મુક્ત રીતે સૌંદર્યાનુભવ કરતા હતા. જીવન વિશેનું એમનુ દૃષ્ટિબિંદુ વધુ વ્યાપક બનવા લાગ્યું. એમની શૈલી રૂમઝૂમતી બની અને એમના કાવ્યમાં તાલબદ્ધતા વધી. રવીન્દ્રનાથની કાવ્યકલા આ સમયે પુખ્તતાના પ્રથમ સોપાન ઉપર પાદાર્પણ કરતી હતી.

'કડી–ઓ–કોમલ'માં રવીન્દ્રનાથનાં ઉષ્માભર્યાં પ્રેમ–કાવ્યો છે. પણ એમાં ભૌતિક વાસનાનું તત્ત્વ ઘણું ઓછું છે. ૧૮૯૦મા 'માનસી' પ્રસિદ્ધ થયું. એમાં રવીન્દ્રનાથનું કાવ્ય સ્પષ્ટ પુખ્તતાએ પહોંચેલું આપણે જોઈએ છીએ. સંગીત પ્રાધાન્યનો કાળ પૂરો થયો છે. વિચારો અને આદર્શો વચ્ચેનો સંઘર્ષ શરૂ થયો છે. આ સંગ્રહમા સૌથી વધુ લક્ષ ખેંચતુ કાવ્ય નિષ્ફળ કામના છે. એમાંના કેટલાક કાવ્યો જીવંત અને નિસર્ગનું તાદૃશ્ય ચિત્ર આપે છે. એમા કેટલાક કાવ્યો આપણા એ સમયના કેટલાક વૈચારિક નેતાઓના વિચારો પરત્વેના કવિના

અસંતોષનું નિરૂપણ કરે છે. ઉગ્ર અને આગ્રહી હિંદુ કોમવાદ સામે કવિ એમાં પ્રહારો કરે છે તત્કાલીન નાગરિક જીવનમાં જે કૃત્રિમતા અને સંકુચિતતા પ્રવેશી ગયા હતા તેની સામે કવિ કટાક્ષ-પ્રહાર કરે છે આ સગ્રહમાનાં કાવ્યો કલકત્તાથી ૪૦૦ માઈલ દૂર ગંગાકિનારે રહીને કવિએ લખ્યાં હતાં

'માનસી' પ્રસિદ્ધ થયા પહેલા થોડા સમયે ૧૮૯૦ના ઑગસ્ટ–સપ્ટેમ્બરમાં રવીન્દ્રનાથે ફ્રાસ અને ઇગ્લડની ટૂંકી યાત્રા કરી હતી. ત્યાંથી પાછા ફર્યા પછી એમને પિતાની જમીનદારીનો વહીવટ કરવા મોકલવામાં આવ્યા હતા એને પરિણામે બગાળના નદીતટ પ્રદેશનો અને ગ્રામપ્રદેશનો રવીન્દ્રનાથને ઘનિષ્ટ પરિચય થયો. લગભગ સાત વરસ એ આવા પ્રદેશમા રહ્યા. એની અસર એના સર્જન ઉપર પણ પડી. એ સમયના આરંભકાળમા લખાયેલાં કાવ્યો 'સોનાર–તરી' નામના સંગ્રહમા ૧૮૯૩માં પ્રસિદ્ધ થયા. પ્રકૃતિ સાથેના તાદાત્મ્યની એમના ઉપર જે અસર થઈ તેનુ નિરૂપણ આ સગ્રહમાંના કાવ્યમાં થયુ છે. 'સોનાર–તરી' એ નામ પણ અર્થભરપૂર છે. વાછિત પ્રિયતમાની શોધ તો સોના–નાવડીમાં ફરીને જ થઈ શકે ને ?

'સોનાર–તરી'માંનાં કાવ્યોમા એક બીજું પણ મહત્ત્વનું તત્ત્વ છે માનવતાનું કવિએ જે સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું છે અને તેની જે સૂઝ એમણે મેળવી છે તે આપણને આ કાવ્યસંગ્રહમાં જોવા મળે છે. એવી જ રીતે આ સમયે સ્થાપેલી નવલિકાઓમાં પણ આપણને આ માનવતા વિશેની સૂઝ જોવા મળે છે. ગ્રામજીવનમાં જે બળ છે, જે તેજ છે, જે સરળતા છે અને જે સ્વસ્થતા છે, જે સ્પષ્ટ વ્યક્તિત્વ છે તેનું યથાર્થ ચિત્ર આ કાવ્યોમાં અને આ નવલિકાઓમાં આપણને મળે છે. 'સોનાર–તરી'નાં કાવ્યોની ભાષા કોમળ અને સરળ છે. રૂપક તત્ત્વ તેમજ સ્વપ્ન પ્રદેશની સૃષ્ટિ પણ આ કાવ્યોમાં જોવા મળે છે.

'સોનાર–તરી'નાં કાવ્યોમાં સૌથી વધુ અર્થપૂર્ણ તો બે કાવ્યો છે.

એ સંગ્રહમાંનું પહેલું કાવ્ય અને છેલ્લું કાવ્ય. જે કાવ્યે આ સંગ્રહને નામ આપ્યું છે—'સોનાર-તરી' તે તેમાં પહેલું મુકાયું છે. એ કાવ્ય તદ્દન સરળ છે પણ રવીન્દ્રનાથનાં કાવ્યોમાં તે કાવ્યો વિશે વધુમાં વધુ ચર્ચા થઈ છે. અને જેના અનેક જુદા જુદા અર્થો થયા છે એ કાવ્યોમાં એમનું સ્થાન છે. એ કાવ્યમાં પદ્માના તટે થતા વર્ષારંભનું ચિત્ર છે. સૂર અને સ્વર એ કાવ્યોમાં પરિપૂર્ણ રીતે સમન્વિત થાય છે એની પાછળ રૂપક છે. મનુષ્યના જીવનનું સાચું સત્ત્વ તો સમગ્ર માનવતાના જીવનપ્રવાહ સાથે એને જે જોડે છે તે છે એટલે કે વ્યક્તિમાંનું અનંત બળ એ જ એનું સત્ત્વ છે. કવિ આદર્શની શોધમાં નીકળે છે ત્યારે પહેલાં તો એને જે કંઈ એણે એકઠું કર્યું છે એ બધાનો ત્યાગ કરવાનો રહે છે. આ સંગ્રહનું છેલ્લુ ગીત 'નિરુદ્દેશ યાત્રા' છે. મનવાંછિત પ્રિયતમા હવે આવી ગઈ છે તેણે 'સોનાર-તરી'નો કબજો લઈ લીધો છે અને પશ્ચિમ ભણી કોઈ અજ્ઞાત સ્થાન તરફ એ નાવડીને હંકારી રહી છે.

'સોનાર-તરી'ના છેલ્લા કાવ્યના પડઘા એ પછીના સંગ્રહમાં ઝિલાયા છે. ૧૮૯૬માં પ્રસિદ્ધ થયેલા એ સંગ્રહનું નામ 'ચિત્રા' છે. હવે જે મનવાંછિત પ્રિયતમા હતી તે કવિના વિચારો અને વૃત્તિઓ ઉપર પ્રભુત્વ ધરાવતી જીવનદાયિની શક્તિ બનીને આવી છે. એ કવિને એના નિશ્ચિત ભાવિ તરફ દોરી રહી છે. સંતોષ અને શાંતિનો ભાવ 'ચિત્રા'માંનાં ઘણાં કાવ્યોમાં પ્રગટે છે. પણ કવિનું જીવન પણ માત્ર સંતોષ અને શાંતિનું નથી હોતું. જીવનમાં તો મૃત્યુ, દુઃખ, દારિદ્ર અને વ્યાધિ હોય છે જ. કવિએ પણ એનો અનુભવ કરવાનો છે.

'ઉર્વશી' નામનાં કાવ્યોમાં રવીન્દ્રનાથ ભારતીય સાહિત્ય ઇતિહાસના યુગે યુગે ફરી ફરીને ચર્ચાયેલી વસ્તુનું આલેખન કર્યું છે. ઋગ્વેદમાં આ દૈવી અપ્સરા અને તેના માનુષી પ્રિયતમની કથા એક સૂક્તમાં આલેખાઈ છે. શતપથ બ્રાહ્મણમાં એ કથા છે. મહાભારતમાં

એ કથા છે. કાલિદાસે એ કથાને આધારે 'વિક્રમોર્વશીય'ની રચના કરી છે. ઋગ્વેદના કાવ્યમાં માનુષી પ્રિયતમ પોતાની દૈવી પ્રિયતમાને પકડી રાખવા મથે છે. એ પ્રિયતમાનો પ્રેમ ઠંડો પડી જાય છે. પણ પેલો પ્રેમી તેને છોડી શકતો નથી શતપથ બ્રાહ્મણની એ કથા છે. તેમાં વિગતો વધારે છે પણ એમા મૂળ ઋગ્વેદના કાવ્યની ઉષ્મા નથી. એમાં દૈવી અપ્સરા વારાંગના જેવી આલેખાઈ છે મહાભારતકારે ઉર્વશીની કથાને ઘણી વિસ્તૃત બનાવી છે. વેદકાળથી શરૂ કરીને પાંડવોના સમય સુધીના એના જીવનની આખી કથા એમાં આપવામાં આવી છે. પણ એમા એ વધુ પડતી કામી અને લગ્નથી ન બંધાયેલી સ્ત્રીના સ્વરૂપે દેખાય છે. કાલિદાસે ઉર્વશી અને પુરુરવાને પરસ્પરનિષ્ઠ પ્રેમીઓ લેખે આલેખ્યાં છે. રવીન્દ્રનાથે આ ઉર્વશીની કથાને નવું જ રૂપ આપ્યું છે. એમની ઉર્વશી પ્રતીક છે. પ્રકૃતિમાં અને મનુષ્યમાં જે સર્જનાત્મક વૃત્તિ છે તેના પ્રતીકરૂપ એ ઉર્વશીને આલેખે છે. આ વૃત્તિને પરિણામે જ મનુષ્યમાં સૌન્દર્યતૃષા પ્રગટે છે અને એ જ તેને સૌન્દર્ય-સર્જન કરવા પ્રેરે છે. પરિપૂર્ણ નારીને પામવાની જે ઉત્કટ આકાંક્ષા પુરુષમાં હોય છે અને સર્વોપરી સૌન્દર્યને સિદ્ધ કરવાની જે આકાંક્ષા છે તેને પરિણામે તે અશાંત બની જાય છે. આ આકાંક્ષાને રવીન્દ્રનાથ એક ચિત્તહર આરસપ્રતિમાનુ રૂપ આ કાવ્યમા આપે છે.

ઉર્વશીમાં જેમ નારીનુ એક સ્વરૂપ છે તેમ 'સ્વર્ગ હૈતેય વિદાય'માં તેમનુ બીજુ સ્વરૂપ છે નારીમાંના પ્રેમતત્ત્વ અને કલ્યાણતત્ત્વનું તેમા નિરૂપણ છે. બધી વિટંબણા સહન કરીને માનવજાતને વિકસાવતી નારીની માતૃત્વની ભાવના એ કાવ્યમાં રજૂ થઈ છે. 'ચિત્રા'ના છેલ્લાં કાવ્યોમા આત્માની શોધ પૂરી થાય છે. 'સોનારતરી' સાગરને સામે કાંઠે પહોચી જાય છે. ત્યાં મનવાંછિત પ્રિયતમા કવિને મળી જાય છે અને તેમનું સ્વાગત કરે છે

'ચિત્રા'ના પ્રકાશન પછીના ચાર મહિનામાં 'ચૈતાલી'નાં કાવ્યો

લખાયાં હતાં એ સગ્રહ ૧૮૯૬મા પ્રસિદ્ધ થયો શોધને અંતે એ શાંતિ ચિત્ત મેળવી શકે એ શાંતિના દર્શન અને પ્રકૃતિ-ચિંતનમાં જે સાંત્વન મળે તેના દર્શન આ સગ્રહમાંના કાવ્યોમા થાય છે. ઉપનિષદ્ના કવિઓએ નપુ હજાર વર્ષ પહેલા ગાયુ હતુ. "સ્વર્ગના તેજ હુ જોઉ છુ અને ધન્ય બનુ છુ પૃથ્વી તરફ હુ પ્રેમ અનુભવુ છુ અને ધન્ય બનુ છુ" આવુ જ કઈક રવીન્દ્રનાથ અનુભવતા હશે એમ 'ચૈતાલી'ના કાવ્યો વાંચતાં આપણને કઈક લાગે છે સનાતનતાના નાજવે મૂકીને બધા અનુભવોને જોતા વેદ-કાળના દ્રષ્ટા જેવો આધ્યાત્મિક અનુભવ રવીન્દ્રનાથનો ન હતો અનુ-ભવના જગતની ક્ષણભંગુરતા જોઈને જીવન અને પ્રકૃતિનાં ક્ષણિક ચિત્રાનુ નિરીક્ષણ કરીને રવીન્દ્રનાથ આનંદ અનુભવતા હતા

રવીન્દ્રનાથની રચનામા જાણે સરળતા અને અલકારપ્રચુરતા વારાફરતી આવે છે 'માનસી'મા જે ઘનતા છે એ 'સોનાર-તરી'મા નથી 'ચિત્રા'મા જે વિગતપ્રચુર ચિત્રો છે એ 'ચૈતાલી'મા નથી. આ પછીના કાળના કાવ્યોમા પણ આપણે આ સ્વરૂપનો અનુક્રમ વારવાર આવતો જોઈએ છીએ 'ચૈતાલી'માં જે સોનેટો છે તેમા આપણે સ્પષ્ટ રીતે જોઈએ છીએ કે જમીનદારીના વહીવટમા લાગતો થાક કવિ પ્રકૃતિનુ સાંનિધ્ય મેળવીને ઉતારે છે

હવે જે કાળ આવે છે તેમા કાલિદાસના કાવ્યની રવીન્દ્રનાથ ઉપર ઘેરી અસર પડે છે પણ એથી પોતાની આસપાસ વાસ્તવિક જીવન તરફ દુર્લક્ષ કરતા એ થઈ જતા નથી એમના અનુભવમાં આવતી ક્ષુલ્લકમા ક્ષુલ્લક વસ્તુ તરફ પણ એ દુર્લક્ષ કરતા નથી. જમીનદારીનો વહીવટ છોડીને એ જવાના હતા ત્યારે પોતાની નાવ ડીમા બેસીને એ એક ચાકરડીને જેતા એના વિશે એમણે 'ચૈતાલી'મા એક મનોહર કાવ્ય લખ્યુ છે 'ચૈતાલી'માનાં કેટલાક કાવ્યોમા બોધ-તત્ત્વ પ્રવેશી ગયુ છે આ સ્વરૂપના બીજા કેટલાં કાવ્યોનો સગ્રહ

'કણિકા' ૧૮૯૯ માં પ્રસિદ્ધ થયો હતો. એમના જીવનના ઉત્તરકાળમાં રવીન્દ્રનાથે, હસ્તાક્ષર માગનારાઓને સંતોષવા માટે આવાં સેંકડો કાવ્યો રચ્યાં હતાં. ૧૯૨૬ માં એમના જ હસ્તાક્ષરમાં આ સ્વરૂપનાં કેટલાંક કાવ્યો હંગેરીના પાટનગર 'બુડાપેસ્ટ'માં છપાઈને પ્રસિદ્ધ થયાં હતાં. એ સંગ્રહનું નામ 'લેખન' છે.

આ પછી પ્રાચીન સાહિત્યમાંથી અને ઇતિહાસમાંથી વસ્તુ લઈને કેટલાંક વર્ણનાત્મક કથાકાવ્યો રવીન્દ્રનાથે લખ્યાં. એવા કાવ્યો 'કથા' અને 'કાહિની' નામના સંગ્રહોમા પ્રસિદ્ધ થયા છે આ સંગ્રહો ૧૯૦૦માં પ્રસિદ્ધ થયાં હતાં. ગાંધારીર આવેદન, કર્ણ–કુંતી સંવાદ, શ્રેષ્ઠ ભિક્ષા, પૂજારિણી અને અભિસાર એ બધા આ સ્વરૂપનાં કાવ્યો છે.

વળી ફરીને કલ્પનાનું પ્રાધાન્ય આવે છે. ૧૯૦૦ માં જ પ્રસિદ્ધ થયેલા 'કલ્પના' નામના સંગ્રહમાં એ સ્વરૂપનાં કાવ્યો છે. એના પછી તરત પ્રસિદ્ધ થયેલ સંગ્રહ 'ક્ષણિકા'માં રવીન્દ્રનાથનું કાવ્ય જાણે એક ઉન્નત શૃંગ ઉપર વિરાજે છે. વસ્તુ અને સ્વરૂપ વચ્ચે જેવી એકતા આ કાવ્યોમાં છે એવી રવીન્દ્રનાથના બીજાં બહુ થોડા કાવ્યોમાં હશે. ક્ષણના આનંદને, ક્ષણના સૌંદર્યને, ક્ષણના સત્યને ઊર્મિમય શબ્દદેહ આપવો એ જ ઊર્મિકાવ્યનો હેતુ છે 'ક્ષણિકા'ના કાવ્યોમાં આ હેતુ સિદ્ધ થયો છે એ વિશે મતભેદ નથી. એમાં પ્રેમકાવ્યો છે, ભક્તિકાવ્યો છે અને ચિંતનકાવ્યો પણ છે.

આ પછીના વર્ષે એટલે ૧૯૦૧મા 'નૈવેદ્ય'નો સંગ્રહ પ્રસિદ્ધ થયો. એમાં જીવન, મનુષ્ય અને વિશ્વ વિશે કવિ કાવ્યો આપે છે. અજ્ઞાન અને નિષ્ક્રિયતા તજીને ભારત દેશ ભવ્યતાને પામશે એવી કવિની શ્રદ્ધા આ કાવ્યસંગ્રહમા અછતી રહેતી નથી એ જ વર્ષમાં રવીન્દ્રનાથે શાંતિનિકેતનની સ્થાપના કરી હતી. જે ભાવના શાંતિનિકેતન પાછળ હતી એ જ ભાવનાનું પ્રતિબિંબ આ સંગ્રહના કાવ્યોમાં

ઝિલાયું હતું. ૧૯૦૨ માં રવીન્દ્રનાથનાં પત્નીનું અવસાન થયું. એમની સ્મૃતિમાં લખાયેલાં કાવ્યોનો સંગ્રહ 'સ્મરણ' ૧૯૦૩માં પ્રસિદ્ધ થયો. કરુણતા અને પ્રેમપૂર્ણ સ્મૃતિનો ભાવ એ સંગ્રહમાંનાં કાવ્યોમાં દેખાય છે. પત્નીની વિદાય પછી બે નાનાં બાળકો જે દુઃખ અનુભવતાં હતાં તેનો અનુભવ કવિને થયો. તેમાથી 'શિશુ' નામના સંગ્રહમાં મુકાયેલાં કાવ્યો રચાયાં. બાળક માટેના પ્રેમની મનુષ્યમાં જે પાયાની ઊર્મિ છે તે આ કાવ્યમાં આવિષ્કાર પામી છે. આ કાવ્યો ખૂબ સરળ છે. બાળકો પણ એ વાંચી શકે એવાં છે. બાળકો માટે જ એ લખાયેલાં છે. આમ છતાંય પુખ્ત વાંચનાર માટે પણ આ કાવ્યો અર્થભરપૂર છે અને એમની કલ્પનાને સ્પર્શે એવાં છે.

૧૯૦૩–૪માં રવીન્દ્રનાથનાં કાવ્યોમાંથી પ્રતિનિધિરૂપ કાવ્યો પસંદ કરીને મોહિતચંદ્ર સેન નામના એક પ્રાધ્યાપકે એક સંગ્રહ તૈયાર કર્યો હતો. એ સંગ્રહમાં જે વિભાગો હતા એ પ્રત્યેક વિભાગની પ્રસ્તાવનારૂપે રવીન્દ્રનાથે કાવ્યો લખ્યાં હતાં. આ કાવ્યો પછીથી 'ઉત્સર્ગ' નામના સંગ્રહમાં પ્રસિદ્ધ થયાં હતાં. એ સંગ્રહ ૧૯૧૪ માં પ્રગટ્યો હતો.

૧૯૦૬ માં 'ખેયા' નામનો સંગ્રહ પ્રસિદ્ધ થયો. વૈષ્ણવ સંપ્રદાયની ગૂઢતા અને ઊર્મિમય સંગીત એ આ સંગ્રહનાં મુખ્ય તત્ત્વો છે. બંગાળના ગૂઢ મતવાદી વૈષ્ણવ કવિઓ બાઉલના નામથી ઓળખાય છે. આ બાઉલ કવિઓના અનુયાયીઓમાં હિન્દુઓ તેમજ મુસલમાનો એમ બન્ને હોય છે. રવીન્દ્રનાથ જ્યારે યૌવનમાં પ્રવેશ્યા ત્યારે એમણે એક બાઉલ કવિની એક પંક્તિ સાંભળી હતી : "અજ્ઞાત પક્ષી પિંજરામાં અજ્ઞાત રીતે આવજા કરે છે, જો હુ તેને પકડી શક્યો હોત તો મારા હૃદયની સાંકળથી એના પગને બાંધી દેત."

આ પંક્તિએ રવીન્દ્રનાથ ઉપર ઘણી અસર કરી હતી. એ પછી જ્યારે એ પોતાની જમીનદારીનો વહીવટ કરવા માટે ગયા ત્યારે

આઉલ કવિઓનાં ગીતો સાંભળવાની એમને ઘણી તક મળી હતી. આવા કવિઓમાં રવીન્દ્રનાથ ઉપર સૌથી વિશેષ અસર તો એક વૈષ્ણવ સ્ત્રીની પડી હતી. સ્યાલદાહમાં એ રહેતા હતા ત્યારે રોજ એ સ્ત્રી એમને ત્યાં આવતી અને એમના મેજ ઉપર પડેલી ફૂલદાનીમાંથી કાઢી નાખવામાં આવેલાં ફૂલ સિવાય કોઈ પણ ભિક્ષાનો એ સ્વીકાર કરતી નહીં. આ ભક્તિભાવ–ભરી નારીની રવીન્દ્રનાથ ઉપર ઘણી અસર હતી. રવીન્દ્રનાથે એક વાર્તામાં આ સ્ત્રીને અમર બનાવી છે અને અન્યત્ર પણ એનો નિર્દેશ વારંવાર કર્યો છે.

આ પછીના કાળમાં રવીન્દ્રનાથને કબીર, મીરાં, દાદુ, જ્ઞાનદાસ વગેરે સંતકવિઓની કૃતિઓનો પરિચય થયો. આ બધાંની એમના ઉપર ઘણી અસર થઈ.

રવીન્દ્રનાથના જીવનમાં ગીતાંજલિ કાળ નામે ઓળખાયેલો સમય ભારે ઉપાધિઓથી ભરેલો હતો. એ કાળમાં ગદ્યમાં અને પદ્યમાં, નવલકથામાં અને નાટકમાં, ચિંતનમાં અને પુરુષાર્થમાં રવીન્દ્રનાથ પૂરા તેજથી પ્રકાશવા લાગ્યા. ૧૯૦૩ માં એમની પુત્રીનું અવસાન થયું. ૧૯૦૭ માં એમનો સૌથી નાનો પુત્ર ગયો. શાંતિનિકેતન ચલાવવા માટે જે નાણાં જોઈતાં હતાં તે મેળવવામાં ભારે મુશ્કેલી પડતી હતી. બંગાળના સ્વદેશી આંદોલન તરફ એ ખેંચાયા હતા. અનેક પ્રકારની પ્રવૃત્તિ એ કરતા હતા પણ આ બધી પ્રવૃત્તિ વચ્ચે એ પોતાની અનાસક્તિ જાળવી રાખતા હતા. 'ગીતાંજલિ,' 'ગીતિમાલ્ય' અને 'ગીતાલિ' એ સગ્રહો આ સમયમાં રચાયેલાં કાવ્યોના સંગ્રહો છે. 'ગીતાન્જલિ' અને 'ગીતિમાલ્ય'ના પ્રકાશન વચ્ચેના કાળમાં રવીન્દ્રનાથ ઇંગ્લંડ અને અમેરિકાના પ્રવાસે ગયા હતા. એ પ્રવાસ દરમ્યાન ઇંગ્લંડમાં એ કવિ બ્રિજસને મળ્યા હતા. એને પરિણામે એમના તરફ યુરોપનું લક્ષ ખેંચાયું હતું. એમને નોબેલ પારિતે-

ધિક મળ્યું હતું. એને પરિણામે ભારતમાં એમની ખ્યાતિ ઘણી વધી ગઈ હતી.

આ ત્રણે ગીતસંગ્રહો વચ્ચે એક સમાન તત્ત્વ છે. તે બધાં ભક્તિભાવથી ભરેલાં છે. એમાં સંગીતતત્ત્વ ઉત્તરોત્તર વધતું જાય છે.

૧૯૧૬ માં 'બલાકા' નામનો સંગ્રહ પ્રસિદ્ધ થયો. તેમાં નવા પ્રકારની શૈલીનો વિકાસ થયેલો આપણે જોઈએ છીએ. બંગાળનાં લોકગીતમાં પયાર નામનો એક છંદ છે. એ છંદ રવીન્દ્રનાથ યોજતા થયા છે. વળી આ સંગ્રહનાં કાવ્યોમાં રૂપકોનું પ્રમાણ ઘણું છે. શબ્દ-સંગીત પણ મોટા પ્રમાણમાં છે. પ્રાસાનુપ્રાસ પણ તેમાં વ્યાપક છે. રવીન્દ્રનાથનાં કાવ્યોમાં આવી ભવ્ય શૈલી આ પૂર્વે ક્યાંય દેખાતી નથી. 'બલાકા'નાં કાવ્યોમાં કવિ જાણે પોતાની એ સમય સુધીની જીવનયાત્રાનું સિંહાવલોકન કરતા હોય એવું લાગે છે. જાણે આ દુનિયામાથી પોતે વિદાય લેવાના હોય એવો ભાવ એ અનુભવી રહ્યા હોય એમ લાગે છે.

પણ આ સ્વરૂપનાં કાવ્યને રવીન્દ્રનાથ લાંબા સમય સુધી વળગી રહી શકતા નથી. ૧૯૧૮માં 'પલાતકા' નામનો જે સંગ્રહ પ્રસિદ્ધ થયો તેમાં સામાન્ય માનવીના હતાશાના ભાવનુ આલેખન છે.

૧૯૨૨માં 'શિશુ ભોળાનાથ' નામનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો. એ સંગ્રહમાં બાળકાવ્યો જ છે પણ એ બાળકાવ્યો 'શિશુ'માંનાં બાળકાવ્યોથી જુદાં પડે છે. બાળકની આંખે જગત જેવું દેખાય તેનું નિરૂપણ કરવાનો આ સંગ્રહમા એ પ્રયત્ન કરે છે.

૧૯૨૫માં દક્ષિણ અમેરિકામાં સાગરયાત્રા દરમ્યાન લખાયેલાં કાવ્યોનો સંગ્રહ 'કરબી' પ્રસિદ્ધ થયો. ૧૯૨૯માં મહિલાની મહત્તા ગાતો 'મહુયા' નામનો સગ્રહ પ્રસિદ્ધ થયો. ૧૯૩૧માં વિવિધ પ્રકારના છોડોને અંજલિ આપતો કાવ્યસંગ્રહ 'વનવાણી' પ્રસિદ્ધ થયો. ૧૯૩૨માં અંતર્મુખ દૃષ્ટિ અને ગતજીવનની સ્મૃતિનાં કાવ્યોનો સંગ્રહ

'પરિશેષ' પ્રસિદ્ધ થયો. ૧૯૩૨માં 'પુનશ્ચ,' ૧૯૩૫માં 'શેષ સપ્તક,' ૧૯૩૬માં 'પત્રપુટ' અને 'શ્યામલી' એ સંગ્રહો પ્રસિદ્ધ થયા. આ સંગ્રહોમાં ગદ્ય કાવ્યો છે. આ સ્વરૂપનાં ગદ્ય કાવ્યો રવીન્દ્રનાથે આ પૂર્વે પણ લખ્યાં હતાં. એ ૧૯૨૨માં 'લિપિકા' નામના સંગ્રહમાં પ્રસિદ્ધ થયાં હતાં. ૧૯૩૩માં 'વિચિત્રિતા' નામનો એક સંગ્રહ પ્રસિદ્ધ થયો હતો. તેમાં શાંતિનિકેતનમાં કેટલાક કલાકારોનાં ચિત્રો ઉપર લખાયેલાં કાવ્યો છે. ૧૯૩૫માં 'વિથિકા' નામના સંગ્રહમાં કવિએ સનાતન અતિન ફરીને પ્રગટશે એવી ઝંખના વ્યક્ત કરી છે.

૧૯૩૭માં 'ખાપ છાડા' નામનો હાલરડાંઓનો સંગ્રહ પ્રગટયો હતો. એમાં ખૂબ સરળ છંદરચના આલેખાઈ છે ૧૯૩૭માં 'ચડાર ચલી' નામનો કંઇક અઘરાં કાવ્યોનો સંગ્રહ પ્રસિદ્ધ થયો હતો. પયાર છંદમાં લખાયેલાં કાવ્યોનો સંગ્રહ 'પ્રાંતિક' ૧૯૩૮માં પ્રસિદ્ધ થયો. આ સંગ્રહમાંનાં કાવ્યો ઉપર કવિની માંદગીની છાયા પડેલી છે. એ જ વર્ષમાં 'સેંજુતિ' નામનો એક કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો હતો. ૧૯૪૦માં 'નવજાતક' અને 'સાનાઈ' નામના બે સગ્રહો ઉપરાંત 'રોગશૈયા' નામનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો હતો. 'પ્રાંતિક'નાં કાવ્યોની જેમ રોગશૈયાનાં કાવ્યો પણ કવિની માંદગીના ભાવો આલેખે છે. એ માંદગીમાંથી કવિ સાજા થયા એ સમયે લખાયેલાં કાવ્યોનો સંગ્રહ 'આરોગ્ય' ૧૯૪૧માં પ્રસિદ્ધ થયો હતો. રવીન્દ્રનાથના જીવન દરમ્યાન પ્રસિદ્ધ થયેલો એમનો કાવ્યગ્રંથ 'જન્મદિને' એમના જન્મદિવસે પ્રસિદ્ધ થયો હતો. એ કાવ્યસંગ્રહમાંનાં કાવ્યોમાં રવીન્દ્રનાથે પોતાના જીવનનું મૂલ્યાંકન કર્યું છે.

રવીન્દ્રનાથે પહેલું નાટક ૧૮૮૧માં લખ્યું. 'વાલ્મીકિ પ્રતિભા' નામનું એ નાટક સંગીત નાટક છે. એ સમયે એ ભજવાયું હતું. રવીન્દ્રનાથે પોતે એમાં વાલ્મીકિના પાત્રનો અભિનય કર્યો હતો. એમના ભત્રીજા અને ભત્રીજીઓએ બીજાં પાત્રોનો અભિનય કર્યો હતો. આ

નાટક એ રીતે ભજવાયું ત્યારે પ્રેક્ષકોમાં બંગાળી સાહિત્યના એ સમયના ચક્રધર શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય પણ હતા. ૧૮૮૨માં ' કાલમૃગયા ' નામનું નાટક લખાયું અને ભજવાયું. ' પ્રકૃતિર પરિશોધ ' એ પછી ૧૮૮૪મા રચાયું. ૧૮૮૯માં ' રાજા ઓ રાણી ' રચાયું. રાણી તરફ ઉત્કટ પ્રેમ અનુભવતો રાજા પોતાનાં બીજાં કર્તવ્યો તરફ દુર્લક્ષ કરતો થઈ જાય છે પણ રાણી કર્તવ્ય તરફ દુર્લક્ષ ન થવું જોઈએ એમ માને છે, એને પરિણામે એમની વચ્ચે સંઘર્ષ પ્રગટે છે. બંગાળી સાહિત્યમાં કરુણાંત નાટકોમાં આ નાટકનું ઊંચું સ્થાન લેખાયું છે. ' વૌઠાકુરાણીર હાટ ' ૧૮૮૯માં રચાયેલું નાટક છે. ' રાજા ઓ રાણીર 'નું વસ્તુ લઈને ૧૯૨૯માં રવીન્દ્રનાથે ' તપતી ' નામનું નાટક લખ્યું છે. ' વિસર્જન ' ૧૮૯૦મા રચાયું. રવીન્દ્રનાથનાં નાટકોમાં આ નાટકનું સ્થાન ઘણું ઊંચું છે. ૧૮૮૯માં રવીન્દ્રનાથે રચેલી નવલકથા 'રાજર્ષિ'માંથી આ નાટકનું વસ્તુ લેવાયું છે. એમાં ઇતિહાસ તત્ત્વ પણ છે. એનું પાત્રાલેખન અદ્ભુત છે. ૧૮૯૨માં રચાયેલું ' ચિત્રાંગદા ', ૧૮૯૪માં રચાયેલું ' વિદાય અભિશાપ, ' ૧૮૯૫માં રચાયેલું ' માલિની 'એ ત્રણ ઊર્મિ નાટકો છે ૧૮૮૫ થી ૧૮' " સમયમાં રવીન્દ્રનાથે ઘણાં મનોરંજક નાનાં નાટકો લખ્યાં હતાં' ...ચાર'
'વૈકુંઠેર ખાટા' અને 'શેષ રક્ષા' એ બધાં આ
' ચિરકુમાર સભા ' કટાક્ષપ્રધાન નાટક છે. સ્વ.
નીચે એ કાળે બ્રહ્મચર્યની જે ઘેલછા જુવાનો
સામે કટાક્ષ-પ્રહાર કરવા આ નાટક રચાયું.
સ્વરૂપ સંપૂર્ણ નાટક જેવું ન હતું. ૧૯૨૫
એના નામ સાથે નાટકના સંપૂર્ણ સ્વરૂપે અ
' ચિરકુમાર સભા 'ને મળતું એક બીજું
પ્રસિદ્ધ થયું હતું. એ જ નાટકને ૧૯૨૬
આપ્યું હતું.

શાંતિનિકેતનમાં કાયમને માટે રહેવા

આધ્યાત્મિક સ્વરૂપનાં સંગીત નાટકો લખવા માંડ્યાં હતાં. આવાં નાટકોમાં-૧૯૦૮ માં પ્રસિદ્ધ થયેલું 'શરદોત્સવ', ૧૯૧૫માં પ્રસિદ્ધ થયેલુ 'ફાલ્ગુની' અને ૧૯૨૩ માં પ્રસિદ્ધ થયેલુ 'વસન્ત' છે. જુદી જુદી ઋતુઓ મનુષ્યના જુદા જુદા ભાવોના પ્રતીકરૂપે એમાં આલેખાઈ છે. સનાતન આનંદ ત્યાગ દ્વારા સિદ્ધ થઈ શકે છે, એવો સંદેશ પણ આ નાટકો આપે છે. આમાંવી 'ફાલ્ગુની' ૧૯૧૫ મા ભજવાયું ત્યારે રવીન્દ્રનાથે તેમાં બે પાત્રોનો પાઠ લીધો હતો. પ્રવર્તમાન શતકમા બંગાળી રંગભૂમિના ઇતિહાસમાં અવિસ્મરણીય બની ગયેલો આ પ્રસગ છે.

૧૯૧૦ માં રચાયેલું 'રાજા' નામનુ નાટક રવીન્દ્રનાથનું પહેલુંઃ પ્રતીકાત્મક નાટક છે 'અચલાયતન' આ નાટકનુ સંક્ષિપ્ત કરાયેલું સ્વરૂપ છે. પ્રણાલિકાવાદી મનોદશા ઉપર એમા પ્રહાર છે. એનું જ-શાળોપયોગી સ્વરૂપ 'ગુરુ' છે.

રવીન્દ્રનાથનાં પ્રતીકાત્મક નાટકોમાં સૌથી વધુ જાણીતું 'ડાકઘર' છે. 'મુક્તધારા' પણ આ સ્વરૂપનું પ્રતીકાત્મક નાટક છે. એવું છેલ્લું નાટક 'રક્ત કરબી' છે. ભેદ એટલો છે કે તેનાં પાત્રો પૂરેપૂરાં માનવીય છે. સત્તા અને સંપત્તિનો લોભ જે પરિણામો નિપજાવે છે એની સામે તેમાં ઉગ્ર કટાક્ષ-પ્રહાર છે.

૧૯૨૫મા પ્રસિદ્ધ થયેલું 'ગૃહપ્રવેશ' એક સામાજિક નાટક છે. 'નટીર પૂજા' સંગીત નાટક છે. કવિએ 'પૂજારિણી' નામનું એક કાવ્ય લખ્યું હતું અને તેના ઉપરથી આ નાટક રચ્યું છે. એના ગુજરાતી અનુવાદને તો 'પૂજારિણી' નામ જ અપાયું છે. 'ચાંડાલિકા' બૌદ્ધ કથાના આધારે રચાયેલું નાટક છે. એમાં નીચ ગણાતા વર્ણની એક યુવતી એક સાધુના પ્રેમમાં પડે છે એના જીવનની કરુણતા આ નાટકમાં આલેખાઈ છે. 'તાસેર દેશ' સંગીત અને નૃત્યપ્રધાન નાટક છે. અને 'બંસરી' પ્રેમની સમસ્યા ચર્ચતું નાટક છે. 'ચિત્રાંગદા', 'ચાંડાલિકા' અને 'શ્યામા' એ રવીન્દ્રનાથનાં છેલ્લાં નાટકો છે. એમાં નૃત્ય માત્ર

સંગીતને સહાયક તત્ત્વ નથી બનતું પણ અર્થાભિવ્યક્તિ માટે એક વિશિષ્ટ પ્રકારનું સાધન બની જાય છે.

રવીન્દ્રનાથ બંગાળી સાહિત્યમાં સાચી નવલિકાના પહેલા લેખક છે. આજ પર્યંતના બંગાળી નવલિકા-લેખકોમાં એ શ્રેષ્ઠ રહ્યા છે. એમની નવલિકાઓમાં સામાન્ય જીવન જીવતાં નરનારીઓનાં પાત્રો છે. રવીન્દ્રનાથે લગભગ સો જેટલી નવલિકાઓ લખી છે. એમાં ઘણું વૈવિધ્ય છે. સામાન્ય મનુષ્યોના જીવનનું નિરીક્ષણ કરતાં એમનાં જે સામાન્ય સુખદુઃખ હતાં તેને વિશે વાર્તા લખવાનું એમને મન થયું. એ વાર્તામાં કોઈ ઝમક લાવવાનો એમણે પ્રયાસ કર્યો નથી. એમાં ચિંતનતત્ત્વ એમણે ભર્યું નથી. જે ઉપેક્ષિત છે એના તરફ એમણે દૃષ્ટિ કરી છે. કારુણ્યનું તત્ત્વ એમની નવલિકાઓમાં છે. જીવનને સમજવાના પ્રયત્નને અંતે જે હતાશા પ્રગટે અને પરિણામે જે શોક થાય એ રોકતું નિરૂપણ રવીન્દ્રનાથની નવલિકાઓમાં છે.

રવીન્દ્રનાથની નવલિકાઓમાં સ્વરૂપ અને વસ્તુનું વૈવિધ્ય ઘણું છે. પ્રેમકથાઓથી માંડીને ભૂતકથાઓ સુધીની એમાં નવીનતા છે. સાહિત્યદૃષ્ટિએ અંગ્રેજી, ફ્રેન્ચ કે રશિયન ભાષાની શ્રેષ્ઠ નવલિકાઓ સાથે તેમની તુલના થઈ શકે તેમ છે. રવીન્દ્રનાથે જેમ કાવ્ય અને ગીત જીવનના અંત સુધી લખ્યાં છે તેમ નવલિકા પણ જીવનના અંત સુધી લખી છે.

રવીન્દ્રનાથની પહેલી બે નવલકથાનું વસ્તુ સત્તરમા શતકના બંગાળના ઇતિહાસમાંથી લેવાયું છે. 'બઉ ઠાકુરાણીર હાટ' (૧૮૮૩)નું બીજ 'વંગાધીપપરાજય' નામની ૧૮૭૯માં પ્રગટ થયેલી ઐતિહાસિક નવલકથામાં છે. 'રાજર્ષિ'નું બીજ 'ટીપેરાહ'ના ઇતિહાસમાં છે. પહેલી નવલકથા ઉપર બંકિમચંદ્રની અસર સ્પષ્ટ દેખાય છે.

બીજી નવલકથા લખાયા પછી સત્તર વર્ષે 'ચોખેરવાલી' ૧૯૦૨માં પ્રસિદ્ધ થઈ. લગભગ એ જ અરસામાં રવીન્દ્રનાથે 'નષ્ટ નીડ' નામની

લાંબી વાર્તા લખી હતી. 'નૌકાડૂબી' ૧૯૦૫ માં પ્રસિદ્ધ થઈ. એ નવલકથા પ્રસંગોથી ભરેલી છે.

રવીન્દ્રનાથની એક નવલકથા તે 'ગોરા' છે. વ્યક્તિ, સમાજ અને રાજ્યના પ્રશ્નોની તેમા રજૂઆત છે એનુ ફલક વ્યાપક છે, એનો વણાટ સુઘટ્ટ છે અને એની માવજત કલાત્મકતાનો આદર્શ પૂરો પાડનારી છે. આપણા દેશના સામાજિક તેમ રાજકીય ભાવિનું તેમાં જાણે આર્ષદર્શન છે. દશ વર્ષ પછી ગાંધીજીનું અસહકારનું જે આંદોલન આવવાનુ હતું તેની તેમાં આગાહી છે

ચાર ભિન્ન ભિન્ન પ્રસંગોને સળંગસૂત્ર જોડતી 'ચતુરંગ' નામની કૃતિ કલાદૃષ્ટિએ સંપૂર્ણ છે અને વિશ્વસાહિત્યમા વાર્તાસ્વરૂપમાં ઉત્તમ કોટિની જે કૃતિઓ છે એમા સ્થાન પામે એવી છે. ઊર્મિને જ્યારે આઘાત પહોંચે છે ત્યારે સમતુલા સિદ્ધ કરવાનું ઘણું વિકટ બને છે એમ આ કથા બતાવે છે 'ઘરે–બાહિરે' વીસમા શતકના આરંભના આપણા દેશના સમાજનું ચિત્ર પૂરુ પાડે છે. પશ્ચિમની અસર અને ભારતીય સંસ્કાર વચ્ચેના સંઘર્ષનુ એમાં નિરૂપણ છે. વાસરિકાના સ્વરૂપે આ નવલકથા આલેખાઈ છે.

'જોગાયોગ' નામની નવલકથામા રવીન્દ્રનાથ ત્રણ પેઢીઓના માનસનુ નિરૂપણ કરે છે અને એમાં કેવો સંઘર્ષ જાગે છે તેની સચોટ રજૂઆત કરે છે. 'શેષેર કવિતા' નવલકથાક્ષેત્રે એક અભિનવ પ્રયોગ છે. આપણા પ્રાચીન ચંપૂ કાવ્યમાં જેમ આલેખન ગદ્ય અને પદ્યના મિશ્રણ દ્વારા થાય છે તેમ આમાં થયું છે. 'દૂઈ બોન' અને 'માલચા' નવલકથા કરતાં વિશેષ તો લાંબી વાર્તાઓ છે. એમા પ્રેમની સમસ્યાનું નિરૂપણ છે. 'ચાર અધ્યાય' નામની નવલકથા રવીન્દ્રનાથે સિલોનમાં લખી હતી. એ ટૂંકી નવલકથા છે. બંગાળમા અસહકાર યુગ પછી જે વિપ્લવવાદ આવ્યો તેનું તેમાં મૂલ્યાંકન છે.

નિબંધ લેખક તરીકે રવીન્દ્રનાથ આરંભથી જ પ્રશંસા પામ્યા

હતા. એમના કાવ્યમાં પરિપક્વતા આવી એ પહેલાં એમના ગદ્યમાં પરિપક્વતા આવી ગઈ હતી. ૧૮૭૬માં લખાયેલો એમનો એક વિવેચનાત્મક નિબંધ એની મૌલિકતા માટે ભારે પ્રશંસા પામ્યો હતો. રવીન્દ્રનાથના નિબંધો ચિંતનાત્મક નથી, એ લલિત નિબંધો છે. આનો અર્થ એ નથી કે એમાં કોઈ દર્શન નથી. દર્શન એમાં છે જ. વિવેચન એમા છે જ. પણ એનું સૌથી વધુ આગળ આવતુ લક્ષણ લાલિત્ય છે. 'પ્રાચીન સાહિત્ય'માના નિબંધો દર્શન, વિવેચન અને લાલિત્યના સુભગ સમન્વયરૂપ નિબંધો છે. ભારતીય સંસ્કારના સ્વરૂપનુ ચિત્ર રવીન્દ્રનાથે વિશિષ્ટ રીતે વિકસાવ્યું છે.

ભારતના પ્રાચીન ઇતિહાસનું રવીન્દ્રનાથનુ અર્થદર્શન પૂરેપૂરું વૈજ્ઞાનિક નથી તોયે મૌલિક તો છે જ. ધર્મ અને સાહિત્ય વિશેના એમના નિબંધો અવગણી શકાય એવા નથી. એમના રાજકીય નિબંધોમાથી કેટલુક સનાતન તત્ત્વ મળે એવુ છે.

રવીન્દ્રનાથે પ્રવાસવર્ણનનાં ઘણા પુસ્તકો લખ્યાં છે. ૧૮૮૧મા 'યુરોપ પ્રવાસીર પત્ર' નામનું એમનું પ્રવાસવર્ણનનું પહેલુ પુસ્તક પ્રસિદ્ધ થયુ હતું. આ પછી આ સ્વરૂપના બીજાં ૭ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

'જીવનસ્મૃતિ' અને 'છેલેબેલા' એ બે રવીન્દ્રનાથની આત્મકથનાત્મક કૃતિઓ છે. 'ગલ્પશલ્પ'માંની કિશોરકથાઓ પાછળ પણ આત્માનુભાવનું તત્ત્વ છે.

પત્રલેખક તરીકે રવીન્દ્રનાથનું સ્થાન ઊંચું છે. બંગાળી સાહિત્યમાં તો એ પત્રોએ વિશિષ્ટ ભાત પાડી છે. 'છિન્નપત્ર'માં મિત્રો અને સંબંધીઓ ઉપર લખાયેલા પત્રોમાથી અવતરણો અપાયાં છે. પણ હજી એમના ઘણા પત્રો પ્રસિદ્ધ થવાના બાકી છે.

આવા રવીન્દ્રનાથ કોઈ પ્રાચીન ભારતીય ઋષિ જેવા લાગે છે. આપણી પ્રાચીન સંસ્કૃતિમાં એ તરબોળ થયેલા છે. પણ એ વર્તમાનને

અવગણના નથી અને ભવિષ્ય તરફ પણ દૃષ્ટિ માંડે જ છે. મુખ્યત્વે એ બંગાળી ભાષામાં લખતા હતા એ વાત સાચી, પણ એ માત્ર બંગાળી નથી, એ ભારતીય પણ છે અને વિશ્વકવિનું બિરુદ પામવાના એટલા જ અધિકારી છે.

આવા મહાન સર્જક રવીન્દ્રનાથ ચંદન મહેલમાં વસનારા ન હતા. જીવનની વાસ્તવિકતા એ સ્વીકારતા હતા અને એ જીવન પૂરેપૂરા ઉલ્લાસથી જીવવા એ માગતા હતા. એટલે જ તો એમણે એક વેળા એમના એક મિત્ર ઉપરના પત્રમાં લખ્યું હતું: "સત્ય શુભ છે' અને પથ્ય છે—જ્યાં સુધી એ એક અથવા બીજી રીતે મનુષ્યના જીવન સાથે સંકળાયેલું હોય."

## રવીન્દ્રનાથની નાટ્યકલા

રવીન્દ્રનાથનાં નાટકો જેમ સાહિત્યકૃતિ લેખે ઉત્તમ કોટિનાં છે તેમ રંગભૂમિની દૃષ્ટિએ પણ સફળ છે. રવીન્દ્રનાથ પોતે કુશળ અભિનેતા અને કુશળ દિગ્દર્શક હતા. છેક કિશોરાવસ્થાથી એ પોતાના ઘરમાં નાટકો ભજવતા. એટલે એ નાટક લખે ત્યારે તેમાં અભિનયક્ષમતાની દૃષ્ટિ તો હોય જ.

પણ બીજાં નાટકો કરતાં રવીન્દ્રનાથનાં નાટકો જુદાં પડે છે. એમનાં નાટકોમાં કાવ્યતત્ત્વ ઘણા મોટા પ્રમાણમાં હોય છે. વળી સામાન્ય રીતે નાટકોમાં આપણે ક્રિયાશીલતાની અને સંઘાતની અપેક્ષા રાખીએ છીએ. રવીન્દ્રનાથનાં નાટકોમાં પ્રથમ દૃષ્ટિએ આ તત્ત્વો દેખાતાં નથી.

'મુક્તધારા'નું નાટક લો. એમાં ક્યા સૂત્ર ઉપર ભાર મૂકવાનો

છે એ જ્યાં સુધી નાટકના નિર્માતાને સમજાય નહીં ત્યાં સુધી તેનો અભિનય સફળ બને નહીં. એમાં ધનંજય નામનું એક પાત્ર છે. એ પાત્રના સંભાષણમાં નાકરની લડતનું સૂચન આવે છે. ગાંધીજીએ નાકરની લડત ઉપાડી તે પહેલાં ઘણે વર્ષે રવીન્દ્રનાથે આ વાત લખી હતી. પણ એ વાત એટલી સ્પષ્ટ થતી ન હતી. કોઈ દિગ્દર્શક કૃત્રિમ રીતે આ વાત પકડી લે અને તેને વિકસાવવા પ્રયત્ન કરે તો નાટક અસરકારક બને નહીં. એ અસરકારક બને નહીં ત્યારે નિર્દેશક નાટ્યકારનો દોષ કાઢે. એવો દોષ કાઢતાં પહેલાં નિર્દેશકે સમજવું જોઈએ કે રવીન્દ્રનાથ માત્ર નાટ્યકાર ન હતા, એ અભિનેતા પણ હતા અને નિર્દેશક્યે હતા

રંગભૂમિ સાથે રવીન્દ્રનાથને છેક બાલ્યાવસ્થાથી સંબંધ હતો, એટલું જ નહીં પણ એમણે 'વિસર્જન,' 'ચિરકુમાર સભા,' 'શેષ રક્ષા' જેવાં અભિનયક્ષમ નાટકો લખ્યાં હતાં તો પછી 'રક્તકરબી,' 'મુક્તધારા,' 'રથેરરસી' અને 'રાજા' જેવાં ધૂંધળાં લાગતાં નાટકો એમણે કેમ લખ્યાં ?

અનુભવને અંતે એમને કંઈક નવું સૂઝયું હશે એ તો ચોક્કસ. વાસ્તવની પાછળ સત્ય છુપાયેલું હોય છે. એ સત્ય શુદ્ધ સ્વરૂપે નજર સામે આવતું નથી. કલાકારને જે રીતે આ સત્યનું દર્શન થાય છે એ રીતે તેની રજૂઆત થવી જોઈએ એમ રવીન્દ્રનાથને લાગ્યુ હશે. ભારતીય નાટ્યશાસ્ત્રમાં અભિનયમાં મુદ્રાઓનો ઉલ્લેખ આવે છે. આજના પ્રેક્ષકોને એ મુદ્રાઓ સમજાય નહીં. આજનો પ્રેક્ષક સમજી શકે એ રીતે, આજની પરિસ્થિતિને અનુલક્ષીને અને આજના જીવન-વ્યવહારમાંથી સૂચનો લઈને નવી પ્રણાલિકાઓ વિકસાવવાની છે. એવી પ્રણાલિકાઓ વિકસાવવા માટે આપણે યુરોપીય અનુભવોનો આશ્રય લઈએ એ નહીં ચાલે. એટલે આપણા માટે તો ભારતીય વિકાસનું વૈજ્ઞાનિક અવલોકન કરીને સંશોધન કરવાનું આવશ્યક છે. રવીન્દ્રનાથે

આ પદ્ધતિએ સશોધન કર્યું છે અને એ રીતે એમને જે સમજાયુ છે તે એમણે પોતાની કનામા ઉતારવાનો પ્રયાસ કર્યો છે જે લોકો યુરોપીય ધોરણોને લક્ષમા રાખીને એનુ મૂલ્યાંકન કરવા બેસે છે એમને રવીન્દ્રનાથના નાટકો સાચી રીતે સમજાતા જ નથી એટલુ જ નહીં પણ એવા લોકોને તો રવીન્દ્રનાથના નાટકો અણવડ કનાકારના સર્જન જેવા લાગે છે

એક દૃષ્ટાંત લઈએ આજના યુગમા યુદ્ધની ભીષણતા દર્શાવવા માટે ઘણા નાટકો લખાયા છે પણ 'રક્તકરબી'ની સચોટતા બીજા કોઈ નાટકમા નથી એનુ કારણ એ છે કે ક્રાન્તિકાળની દૃષ્ટિ સાથે ભારતીયતા એમા પૂરેપૂરી ભરી છે એટલે આ નાટક જેટલુ અદ્યતન છે એટલુ જ પ્રાચીન છે ભારતીય નાટકમા સ્વર્ગથી પૃથ્વી સુધીનો બધો વિસ્તાર ફેલાયેલો હોય છે જર્મન કવિ ગ્યટેને 'શાકુન્તલ'મા આવો વિસ્તાર દેખાયો હતો રવીન્દ્રનાથે પોતાની નાટ્યકલાના આદર્શ લેખે આ 'શાકુન્તલ'ને સ્થાપ્યુ છે એટલે એમા પણ એવુ વ્યાપક અને વિશાળ ફલક હોય એ સ્વાભાવિક છે.

એટલે રવીન્દ્રનાથની નાટ્યકલા વિશિષ્ટ પ્રકારની છે એ સ્પષ્ટ છે એ નાટ્યકલાનો આપણે વૈજ્ઞાનિક અભ્યાસ કરવાનો છે અને એવા અભ્યાસને અંતે એમના નાટકોને રગભૂમિ ઉપર લાવવાના છે. આપણે જો એમ કરીશુ તો જ રવીન્દ્રનાથના એ રચના પાછળના આશયને મૂર્ત કરી શકીશું

## રવીન્દ્ર-સંગીત

રવીન્દ્ર-સંગીત મૌલિક સ્વરૂપનું સંગીત છે. ભારતીય સંગીતમાં જેને હળવુ સંગીત કહે છે એ સ્વરૂપનું એ છે. એ માત્ર બંગાળી નથી કે ભારતીય નથી પણ એ આખા દુનિયા માટેનું સગીત છે. રવીન્દ્રનાથે પોતે કહ્યું છે: " હુ વિશ્વનો કવિ છું, વિશ્વમાં જ્યાં જ્યાં અને જે જે પડઘા ઊઠે છે એ પડઘાનો પ્રતિઘોષ મારી વીણા ઝીલે છે."

રવીન્દ્રનાથના ગીતમાં આપણે અઢળક સમૃદ્ધિ અનુભવીએ છીએ. જ્યારે આપણે સુખમાં હોઈએ છીએ ત્યારે એ આપણો ઉત્સાહ વધારે છે અને આપણે દુઃખમાં હોઈએ છીએ ત્યારે તે આપણને સાંત્વના આપે છે. રવીન્દ્રનાથ માનવતાના હૃદયને સૌથી વધુ એમના સંગીત દ્વારા સ્પર્શી શક્યા છે.

રવીન્દ્રનાથે ૩૦૦૦ થી વધુ ગીતોની રચના કરી છે. 'ગીતાંજલિ,' "ગીત-માલ્ય,' 'ગીત-વીતાન' જેવા સંગ્રહોમાં એ કાવ્યો છે.

એનાં ગીતનું સૌન્દર્ય વૈવિધ્યમાં છે. જીવનના એકેએક પાસાને એમણે પોતાના ગીત દ્વારા સ્પર્શ્યું છે. બાળકો, જુવાનો, પ્રૌઢો અને વૃદ્ધો એમ સૌને એમનાં ગીત મુગ્ધ કરે છે.

લોક-ગીતના ઢાળોમાં એમણે રચેલાં ગીતો સામાન્ય મનુષ્યનાં દૈનદિન જીવનનાં ચિત્ર પ્રગટાવે છે અને એમનાં એવાં ગીતોનું સંગીત જનસમૂહ ઉપર પ્રભાવ પાડે છે.

રવીન્દ્રનાથનાં પ્રેમ-ગીતો ગમે તે સ્વરૂપનાં હોય તો યે થનગનતાં હોય છે. એમનાં પ્રકૃતિ-ગીતોમાં સમય સાથે પરિવર્તન થતું રહ્યું છે. એમનું એક ગીત રાષ્ટ્રગીત બની ગયુ છે. રવીન્દ્રનાથે ભક્તિગીતો

પણ લખ્યાં છે. રવીન્દ્રનાથનાં બધાં ગીતોમાં સૌથી વધુ અસરકારક ગીતો મૃત્યુ વિશેનાં છે.

રવીન્દ્રનાથના જીવન વિશે જે જાણે છે એમને માહિતી છે કે એમનામાં સંગીતની પ્રેરણા સીંચનાર એમના મોટાભાઈ જ્યોતિરેન્દ્રનાથ હતા. જ્યોતિરેન્દ્રનાથ પિયાનો બજાવતા અને એક તરફ રવીન્દ્રનાથ તો બીજી તરફ અક્ષય ચૌધરી ગીત ગાતા. એ સમયે એમણે જે સંગીત-રચના કરી તે "ભાનુસિંહેર પદાવલિ" વગેરે આરંભની રચનાઓમાં કરી છે. આનાથી પણ પહેલાં પોતાના કુટુંબમાં જે નાટકો એ ભજવતા તેના સંગીતની રચનામાં પણ રવીન્દ્રનાથનો હાથ હતો.

રવીન્દ્રનાથના પિતાને ત્યાં એમની બાલ્યાવસ્થામાં સંગીતનું વાતાવરણ હતું. શાસ્ત્રીય હિંદુસ્તાનની સંગીત ત્યારે પ્રચલિત હતું. મહર્ષિ દેવેન્દ્રનાથ શાસ્ત્રીય સંગીતના ભક્ત હતા. એમને ત્યાં સંગીતના મોટા મોટા ઉસ્તાદો આવતા રહેતા. એમના કુટુંબના મોટી વયના સભ્યો તો આ સંગીતના ઉસ્તાદો પાસે રીતસર રિયાજ કરતા. રવીન્દ્ર-નાથને એવી તક મળી ન હતી. તોપણ એ વાતાવરણમાંથી શાસ્ત્રીય સંગીતના પાઠ તો એમને મળતા જ હતા. યદુ ભટ્ટ, મૌલાબક્ષ, રાધિકા ગોસાંઈ, વિષ્ણુરામ ચક્રવર્તી, શ્રીકંઠ સિંહ જેવા પ્રસિદ્ધ સંગીત-કારોનો એમને પરિચય થયો હતો.

રવીન્દ્રનાથ સંગીત-પ્રેમી બન્યા અને સંગીતના રચનારા બન્યા એની પાછળની આ ભૂમિકા છે. એ ભૂમિકામા એમની મૌલિક પ્રતિભા ભળી અને પરિણામે રવીન્દ્ર-સંગીતનો જન્મ થયો.

રવીન્દ્રનાથ કિશોરાવસ્થામાં પોતાના બીજા મોટાભાઈ સત્યેન્દ્ર-નાથને ત્યાં થોડા સમય માટે અમદાવાદમા રહ્યા. ત્યાં જ પહેલી વાર એમણે પોતાનાં ગીતોમાં પોતાની સ્વતંત્ર સ્વરરચના કરી. 'ક્ષુધિત પાષાણ' નામની નવલિકા દ્વારા જગવિખ્યાત બન્યો છે એ શાહી-બાગના મહેલમાં એ રહેતા. એ મહેલની અગાસીમા ચાંદનીમા ટહેલતાં

ટહેલતાં એમણે 'નિરવ રજની દેખો મગ્ન જ્યોછનાય' એ ગીત રચ્યું હતું- દેખો, નિરવ રજનીમાં ચાંદની ડૂબી રહી છે' એવો એનો અર્થ છે. આ પછી એ સત્યેન્દ્રનાથ સાથે ઈંગ્લન્ડ ગયા પણ ઈંગ્લન્ડમાં એ ભણ્યા નહીં પણ એમને ત્યાં યુરોપીય સંગીતનો સારો એવો પરિચય થયો. એમનો પોતાનો કંઠ ઘણો મધુર હતો તેથી એમને સરળતા પડી. યુરોપીય સંગીતનો પરિચય થયો તોપણ એ સંગીતનો વધુ પડતો પ્રભાવ એમના ઉપર દેખાતો નથી તોપણ ઈંગ્લન્ડથી પાછા ફર્યા ત્યારે એમણે જે રચનાઓ કરી એમાં કેટલાક યુરોપીય સૂરો પ્રવેશી ગયા છે. એ પછીના કાળમાં પણ યુરોપીય સંગીતનો થોડોઘણો પ્રભાવ ક્યાંક ક્યાંક નજરે પડે છે.

રવીન્દ્રનાથનાં ગીતો બાહુસંખ્ય છે. એટલે એમના સંગીતની વાત કરવી હોય તો એ ગીતોને વિવિધ વિભાગોમાં વહેંચી દેવાં જોઈ એ-જુદા જુદા લોકોએ આ ગીતોનું વર્ગીકરણ જુદી જુદી રીતે કર્યું છે. એવું એક વર્ગીકરણ ત્રણ વર્ગોમાં થયું છે. તેમાં પહેલા વર્ગમાં સૂર અને શબ્દ એ બંને રવીન્દ્રનાથનાં છે. બીજા વર્ગમાં શબ્દ એમના પોતાના છે પણ સૂર બીજાના છે. ત્રીજા વર્ગમાં સૂર એમના પોતાના છે જ્યારે શબ્દ બીજાના છે.

વળી અર્થની દૃષ્ટિએ પણ આ ગીતોના વર્ગ પાડી શકાય. હિન્દુસ્તાની શાસ્ત્રીય સંગીતની શ્રેણીઓને લક્ષમાં રાખીને પણ તેમના વર્ગો પાડી શકાય. રચનાકાળની દૃષ્ટિએ વર્ગીકરણ થઈ શકે. એ સ્વરૂપના વર્ગીકરણમાં રવીન્દ્ર-સંગીતનો વિકાસ સમજવાનું અનુકૂળ બને છે.

રવીન્દ્રનાથ પોતે કહે છે કે એમનાં પૂર્વકાળનાં ગીતો ભાવ-તત્ત્વથી ભરેલાં છે અને ઉત્તરકાળનાં ગીતો સૌંદર્ય-તત્ત્વથી ભરેલાં છે. આ કારણે તો એમના આરંભકાળનાં ગીતો વધુ લોકપ્રિય બન્યાં છે.

રવીન્દ્રનાથે એમનાં ગીતમાં દર્શનતત્ત્વની સાથે સાથે માનવતાનું તત્ત્વ મૂક્યું છે. એ કારણે જ એ વધુ અસરકારક બને છે.

આરંભકાળનાં ગીતોમાં રવીન્દ્રનાથે શાસ્ત્રસંમત રાગ-તાલનો સવિશેષ પ્રયોગ કર્યો છે. તેમાં પણ ધ્રુપદની સરળ, ગંભીર, આડંબર-હીન ચાર અંગોની ગતિ તરફ એ વિશેષ અનુરક્ત છે અને એ સ્વરૂપનો જ એ મુખ્યત્વે પ્રયોગ કરે છે.

થોડા સમય પછી એ પદ્માનદીને કિનારે પોતાના પિતાની જમીનદારીનો વહીવટ કરવા જાય છે ત્યાં એ નૌકાઘરમાં રહે છે. આ સમય દરમ્યાન 'બાઉલ કીર્તન' જેવાં લોકસંગીતનાં સ્વરૂપો સાથે એમને ઘનિષ્ઠ પરિચય થાય છે. પછીના કાળમાં આ લોકસંગીતના કેટલાય પ્રકારનો એમણે પોતાના સંગીતમાં ઉપયોગ કર્યો છે. 'આમાર સનાર બાંગ્લા' એ એમનું પ્રસિદ્ધ રાષ્ટ્રગીત આવાં ગીતોનું એક ઉદા-હરણ છે.

જીવનના ઉત્તરકાળમાં રવીન્દ્રનાથ ઘણોખરો સમય શાંતિનિકેતનમાં વિતાવતા હતા એ વર્ષોમાં વિદ્યાલયના ઉત્સવપ્રસંગો માટે એમણે ઘણાં ઋતુગીતોની રચના કરી હતી. બાઉલ સાધુઓના સ્વરો સાથે શાસ્ત્રીય રાગોનું મિશ્રણ એ કરતા. નવા પ્રકારના તાલ એ રચતા.

શાસ્ત્રીય સંગીતના સ્વર અને છંદને રવીન્દ્ર–સંગીતમાં જે સ્થાન મળ્યું છે તેને બાજુ ઉપર રાખીએ તો રવીન્દ્ર–સંગીતમાં ખ્યાલની ગાયકીનો પ્રયોગ બહુ થોડો જોવા મળે. આનું કારણ એ છે કે ખ્યાલમાં તાનની વિપુલતા છે જ્યારે રવીન્દ્રનાથને તાનનો વધુ પડતો ઉપયોગ રુચિકર લાગતો ન હતો. એવી જ રીતે રવીન્દ્ર–સંગીતમાં ટપ્પાનો ઉપયોગ પણ ઘણો થોડો થાય છે રવીન્દ્રનાથના મધુર કંઠમાંથી હિન્દી સંગીતના બધા અલંકાર સ્વાભાવિકરૂપે પ્રકાશિત થાય છે. એ ગીતો એમના જ કંઠમાં કેટલીક રેકર્ડોમાં સચવાઈ રહ્યાં છે એ સંતોષ તેમજ આનંદની વાત છે.

રવીન્દ્રનાથે રચેલાં ગીતોમાં ગાયક પોતાના તરફથી તાન ઉમેરે ત્યારે એ ગતોની અસર મોળી પડે છે; કારણ કે તેમાં શબ્દનું મહત્ત્વ સૂરના મહત્ત્વ કરતાં જરાય ઓછું નથી.

રવીન્દ્ર–સંગીતની વૈજ્ઞાનિક સ્વરૂપની ચર્ચાનું આ સ્થાન નથી. અહીં તો માત્ર એના સ્વરૂપનો થોડો ખ્યાલ આપવાનો છે. સૂર અને શબ્દનો અપૂર્વ યોગ રવીન્દ્ર–સંગીતમાં થયો છે. સ્વર અને શબ્દ જાણે અહીં એક બની ગયાં છે. બીજી મહત્ત્વની વાત એ છે કે રવીન્દ્રનાથે ખૂબ વૈવિધ્યપૂર્ણ સંગીતાલેખન કર્યું છે. સંગીતક્ષેત્રે રવીન્દ્રનાથનું સૌથી મોટું પ્રદાન એ છે કે એમણે જટીલ રાગોને સરલસાધ્ય બનાવ્યા છે. સંગીતનાં સૌંદર્ય અને માધુર્ય સૌ કોઈને સરળ રીતે સમજાય એવાં તેમણે બનાવ્યા છે. સંગીત રવીન્દ્રનાથની વિરાટ પ્રતિભાનો એક અંશ માત્ર છે. પણ એ અંશ ઘણો મહત્ત્વનો છે. એમણે પોતે જ કહ્યું છે : "હું નિશ્ચિતરૂપે જાણું છું કે મારાં કવિતા, નવલિકા, નાટકની ભવિષ્યમાં ભલે ગમે તે દશા થાય, પણ મારાં ગીતો તો બંગાળી સમાજે ગ્રહણ કરવાનાં જ રહેશે, મારાં ગીતો સૌએ ગાવાનાં રહેશે—બંગાળના ઘર ઘરમાં, તરુહીન દૂર દૂરના માર્ગો ઉપર; મેદાનોમાં અને નદીને તીરે તીરે. મેં જોયું છે કે મારાં ગીત મારા અચેતન મનમાંથી સ્વયંભૂ રીતે પ્રગટ્યાં છે. એટલે જ એમાં એક સંપૂર્ણતા છે."

રવીન્દ્રનાથે ભારતીય સંગીતમાં એક મહત્ત્વનું પ્રદાન કર્યું છે. જીવનની વહેતી લહેરોની ચિત્તવૃત્તિને એમણે અભિવ્યક્તિ આપી છે. એમનાં ગીતોનો વિકાસક્રમ જોવા જેવો છે. એમાં ચાર સોપાન છે. આરંભના કાળમાં આપણા શાસ્ત્રીય સંગીતની અસર ઘણી છે. પણ એ અસર એના સ્વરૂપ પૂરતી છે. બીજા સોપાન ઉપર રવીન્દ્રનાથ આવે છે ત્યારે એમને અનુભવ થાય છે કે સંગીતનાં પરંપરાગત રૂપો દ્વારા ભાવ, અર્થ ઇત્યાદિની અભિવ્યક્તિ મુશ્કેલ બને છે. ત્રીજા સોપાન

ઉપર એ પગ મૂકે છે ત્યારે ભારતીય શાસ્ત્રીય સંગીતની જડ નિયમ-નિષ્ઠતાથી એ અકળાય છે અને લોકગીત તરફ આકર્ષાય છે. પણ લોકગીતોનાં સ્વરૂપો અપર્યાપ્ત છે એમ જ્યારે એમને સમજાયું ત્યારે એમણે લોકધૂન અને શાસ્ત્રીય ધૂન વચ્ચે સમન્વય સિદ્ધ કરીને ચોથા સોપાન ઉપર પગ મૂક્યો.

ભારતીય સંગીતની અંતરધારાઓના વિષયમાં રવીન્દ્રનાથની એક વિશિષ્ટ દૃષ્ટિ હતી. એમણે કહ્યું છે : "જ્યારે મનુષ્યની રચનાત્મકતાનો ભંડાર હવાઈ જાય છે ત્યારે એ આધુનિકતા અને પરિવર્તન સબંધી ડિંગ હાંકવા માંડે છે. પ્રાચીનતાની ચસકમાં આધુનિકતાની મદિરા ભરવાની તેનામાં આવડત હોતી નથી. એટલે એ તીવ્ર ચીસો પાડીને ઉધાર લીધેલી આધુનિકતામા પોતાની શ્રદ્ધા જાહેર કરવા પ્રયાસ કરે છે."

ભારતીય સંગીત સદીઓથી દૂષિત અને અપરિવર્તનશીલ બની ગયું હતું. પ્રતિભાવંત સંગીતકાર રવીન્દ્રનાથના પ્રદાનથી એ ફરીને ગતિશીલ બન્યું છે. રવીન્દ્રનાથની અસરથી ભારતીય સંગીત જીવન સાથે ફરીને સંબંધ બાંધતુ થઈ ગયું. પરિણામે તેનું ભવિષ્ય રચનાત્મક બનશે એવી શ્રદ્ધા પ્રગટી છે.

## રવીન્દ્રનાથની ચિત્રકલા

વિસ્મયકારક એવી એ ઘટના હતી કે રવીન્દ્રનાથ ટાગોર, કવિ અને દાર્શનિક, ૬૭ વર્ષની ઉંમરે ચિત્રકલાના ક્ષેત્રે પ્રવૃત્તિ કરવા લાગ્યા. રવીન્દ્રનાથ એ સમયે મહાન લેખક તરીકે પ્રતિષ્ઠા પામી ચૂક્યા હતા. ભારતમાં એ એમના જીવનકાળ દરમ્યાન જ જાણે અમૃતત્ત્વને પામ્યા હતા. એવે સમયે સ્વાતંત્ર્યસગ્રામમા મગ્ન એવી ભારતીય પ્રજાને રવીન્દ્રનાથના રેખાના અર્થશૂન્ય લાગતા એવા પ્રયોગો તરફ લક્ષ

આપવાની ફુરસદ ન હતી. એમાં વળી જ્યારે પશ્ચિમના કલાવિવેચકો-એ આ ચિત્રોને અર્થપૂર્ણ ગણાવ્યાં ત્યારે તો ભારતીય પ્રજા વધુ વિસ્મય પામી રહી.

રવીન્દ્રનાથના ભત્રીજા અવનીન્દ્રનાથ ટાગોર સિદ્ધ ચિત્રકાર હતા. એમણે અને એમના શિષ્યોએ જે નવી શૈલીની ચિત્રકલા વિકસાવી હતી તેનું રાષ્ટ્રીય નવપ્રસ્થાનની ચિત્રકલા લેખે સ્વાગત થતું હતું. આ રીતે જે નવી શૈલી વિકસતી હતી એની સામે કોઈએ કશો વિરોધ કર્યો ન હતો. ધીમે ધીમે લોકોને સમજાવા લાગ્યું કે અવનીન્દ્રનાથની શૈલીમાં કંઈ નવું ન હતું. મોગલ જમાનાની ચિત્રકલા, રાજપૂત શૈલી અને અજન્ટાના ઉત્તરકાળનાં ચિત્રોમાંથી તત્ત્વો લઈને મધ્યકાલીન પ્રણાલિકાને પુનર્જીવન આપવાનો પ્રયાસ આ શૈલીમાં થતો હતો.

રવીન્દ્રનાથે પોતે પણ આ ચિત્રકલાને સ્વાગત આપ્યું હતું. પણ જ્યારે એમના બીજા ભત્રીજા ગગનેન્દ્રનાથ ટાગોરે નવી શૈલીની ચિત્ર-કલા વિકસાવવાનું શરૂ કર્યું ત્યારે એમના તરફ એમણે પક્ષપાત બતાવ્યો હતો. ભારતીય ચિત્રકળામાં બળ પૂરે એવું કોઈ તત્ત્વ વિકાસ પામે એમ એ ઇચ્છી રહ્યા હતા. પણ આ દિશામાં પ્રયાણ કરવાનો આરંભ રવીન્દ્રનાથ કરશે એવી કોઈએ કલ્પના કરી ન ... એટલે જ્યારે રવીન્દ્રનાથે ચિત્રકલાના ક્ષેત્રે પ્રવૃત્તિનો આ... સાહિત્યકારો માટે એ ટીખળનું પાત્ર બન્યા એવી તત્કાલીન બંગીય સંપ્રદાયે એમના તરફ સંપૂર્ણ

રવીન્દ્રનાથના અવસાન પછી ઠીક ઠીક સમ... ચિત્રકલાનું હાર્દ હવે સમજાવા લાગ્યું છે. ... ચિત્રો દોર્યાં છે. ચિત્રકલાના ક્ષેત્રે નવી પ્રણાલિ... ચિત્રોએ બજાવ્યું છે એમ સમજાવા લાગ્યું

૧૯૩૦માં લંડનમાં રવીન્દ્રનાથનાં ચિ... એ ચિત્રો જોઈને વિસ્મિત થયેલા એમના

"ચિત્રકલાના ક્ષેત્રે આપને તાલીમ કેવી મળી હતી?" એમણે ઉત્તર આપતાં કહ્યું હતું કે એમને કોઈ તાલીમ મળી નથી. પણ એમ તો શબ્દના ક્ષેત્રે કે સૂરના ક્ષેત્રે એમને કોઈ તાલીમ મળી ન હતી.

શોખીન ચિત્રકાર લેખે એમણે ક્યારેક ક્યારેક રેખાઓ દોરવાના પ્રયોગો કર્યા હતા. ૧૮૯૦માં એમણે એક આખી પોથી પોતાનાં ચિત્રોથી ભરી દીધી હતી. ૧૯૦૯માં એમણે એ કાળના એક પ્રસિદ્ધ ચિત્રકાર મુકુન્દેને પોતાનાં કેટલાંક ચિત્રો બતાવ્યાં હતાં. ૧૯૨૦માં શાંતિનિકેતનમાં એક ચિત્ર-સંગ્રહનું એમણે ઉદ્દઘાટન કર્યું હતું, એમાં એમણે પોતે પણ કેટલાંક ચિત્રો આપ્યાં હતાં અને પરીક્ષક સમિતિના સભ્ય લેખે એ રહ્યા હતા. અવનીન્દ્રનાથનાં ચિત્રો એ જોતા હતા અને એમને લાગતું હતું કે પોતાને માટે એ ક્ષેત્રમાં સ્થાન ન હતું. ચિત્ર-શિક્ષણમાં જૂના યુરોપીય કલાકારોનાં ચિત્રો તરફ વિશેષ લક્ષ અપાતું એમણે જોયું હતું.

આ પાર્શ્વભૂમિકામાં ચિત્રકલાના ક્ષેત્રે અનેક અવનવા પ્રયોગો થવા લાગ્યા છે એમ એમણે સાંભળ્યું હતું. આ બધા પ્રયોગો પાછળ સૌંદર્યશાસ્ત્રની ભિન્ન ભિન્ન દૃષ્ટિઓનો સ્વીકાર હતો. પણ જે પ્રાચીન ભારતીય સિદ્ધાંત હતો એની અવગણના થઈ રહી હતી એ સિદ્ધાંત રસનો સિદ્ધાંત હતો. ભૌતિક દૃષ્ટિએ જે દેખાય એના કરતાં અતઃચક્ષુએ જે સમજાય તેનું માહાત્મ્ય વિશેષ છે એમ આ સિદ્ધાંત બતાવતો હતો. ભારતનાં મંદિરોમાં ભીંતચિત્રોમાં જે કલા સચવાઈ હતી અને જે વિશ્વના વિશાળ ફલકની લઘુ આવૃત્તિઓ જેવી હતી એને વિશે કોઈ ભાગ્યે જ વિચાર કરતું. પણ ક્રમે ક્રમે આ દિશામાં કંઈક લક્ષ ખેંચાવા લાગ્યું હતું.

કલાકારમાં જે વિશિષ્ટ વ્યક્તિત્વ હોય છે એ વ્યક્તિત્વ કલાના ક્ષેત્રે દેખાવા લાગે એ સામાન્ય રીતે તરત જ સ્વીકાર પામતું નથી. અભિનવ કલા સામે પણ આ સ્વરૂપની મુશ્કેલી આવતી હતી. કલા વિવે-

-ચનનો વિષય નથી પણ અનુભવનો વિષય છે એ સત્ય જ્યાં સુધી પૂરું સમજાય નહીં ત્યાં સુધી નવી કલા સમજવામાં મુશ્કેલી જ રહે.

સમયના પરિવર્તન સાથે કલાના સ્વરૂપમાં પણ પરિવર્તન આવવું જ જોઈએ. એવું પરિવર્તન આવવા લાગે છે ત્યારે પ્રજાને આરંભે એ સમજવામાં મુશ્કેલી પડે છે.

રવીન્દ્રનાથ સામે તો એક વિશેષ મુશ્કેલી હતી. દાયકાઓ સુધી એમણે સાહિત્યનાં વિવિધ સ્વરૂપો દ્વારા પોતાના સમયના વિચાર-પ્રવાહને ઝીલીને માનવધર્મ વિકસાવ્યો હતો. એમના વિચારો જાણે રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુના પ્રતિઘોષ જેવા લાગતા હતા. પણ જ્યારે એમણે ચિત્રકલાના ક્ષેત્રે પ્રવૃત્તિ આરંભી ત્યારે એ રાષ્ટ્રીય ભાવો પ્રગટાવતા ન હતા. એમાં તો એમના પોતાના આંતરિક વ્યક્તિત્વનું પ્રતિબિંબ ઝિલાતું હતુ. એમના સાહિત્ય અને એમની ચિત્રકલા વચ્ચે ઘણુ અંતર હતું. એમનું સાહિત્ય બહિર્મુખ હતું, એ વસ્તુલક્ષી હતું. એમનાં ચિત્રો અંતર્મુખ હતાં, એ આત્મલક્ષી હતાં. એમના કાવ્યોમાં માધુર્ય હતું, એમનાં ચિત્રોમાં માધુર્યને બદલે એમની અતૃપ્ત આકાંક્ષાઓનું પ્રતિબિંબ હતું. એમના ચિત્રો પાછળ એક પરિપક્વ પ્રતિભા હતી પણ એ પ્રતિભાનો આવિષ્કાર શિશુ જેવો નિર્દોષ હતો. આમ હતું તેથી રવીન્દ્રનાથના જે પ્રશંસકોએ એમના સાહિત્યને ભાવભર્યો સત્કાર આપ્યો હતો એ એમના આ નવા પ્રયોગને સરળતાપૂર્વક સત્કાર આપી શક્યા નહીં.

રવીન્દ્રનાથ માનતા હતા કે તાલબદ્ધતા એ કાવ્ય અને ચિત્ર વચ્ચેનું સમાન લક્ષણ છે. તાલબદ્ધના વિશેની તાલીમ એમને આરંભથી મળી હતી એટલે જ્યારે પણ એ પોતાની હસ્તપ્રતમાં ચયેલી છેકછાક જોતા ત્યારે એ છેકછાકને કંઈક અર્થસૂચક અને તાલબદ્ધ એવું રૂપ આપવાનો પ્રયાસ કરતા. આવા પ્રયાસમાંથી એમને લાગ્યું કે મનસ્વી

રીતે દોરાયેલી રેખાઓ પાછળ પણ કંઈક ભાવનું આલેખન થઈ જાય છે.

તાલબદ્ધતાનો અર્થ રવીન્દ્રનાથ શુ કરતા હશે ?

પોતાનાં કાવ્યો વિશે વાત કરતા વારવાર એ કહેતા કે ભૌતિક ઉત્સાહ અને વ્યક્તિત્વના આવિષ્કાર માટેનો પ્રયત્ન એમના કાવ્ય-સર્જનમાં સતત ચાલ્યા કરતા. આવા પ્રયત્નમા જ્યારે શબ્દો વાહન બને ત્યારે તેમાથી કાવ્ય જન્મે. જ્યારે તેમાં રેખા વાહન બને કે રંગ વાહન બને ત્યારે ચિત્ર પ્રગટે. પણ આમ કાવ્ય કે ચિત્ર તાલ વિના પ્રગટતાં નથી. આ તાલબદ્ધતા કોઈ ઊર્મિમાથી કે વૃત્તિમાથી આવતી નથી.

રવીન્દ્રનાથે હજારો ગીતો લખ્યાં છે એ વાત જાણીતી છે એ ગીતોના સૂર બંગાળમાં સર્વત્ર જાગતા રહ્યા છે ઊર્મિતત્ત્વ એમના વ્યક્તિત્વનું મહત્ત્વનુ લક્ષણ છે એમ આપણને લાગ્યા વિના રહેતું નથી. એ ઊર્મિતત્ત્વમાથી જ રવીન્દ્રનાથની ચિત્રકલા પ્રગટી છે

૭૦ વર્ષની વયે રવીન્દ્રનાથે બર્લિનથી એક મિત્ર ઉપર પત્ર-લખતાં કહ્યુ હતુ : "૩૦ વર્ષથી જે લક્ષ્ય માટે હુ સાધના કરી રહ્યો છું એને માટેનો સુદૃઢ પાયો હવે નખાઈ જશે એમ મને લાગે છે. મેં ક્યારેય ચિત્ર દોર્યા નથી અને આ જીવન દરમ્યાન હું ક્યારે-ય ચિત્ર દોરીશ એવી કલ્પના પણ મને ન હતી પણ બે ત્રણ વર્ષથી હું ચિત્રો દોરતો થયો છું."

લીઓનાર્ડો-દ-વિન્સીએ ચિત્રને કાવ્ય કરતાં વધુ સચોટ કલા લેખ્યું છે. રવીન્દ્રનાથ પણ એવા નિર્ણય ઉપર આવ્યા હોય તો નવાઈ નહીં.

કાવ્યક્ષેત્રની એમને તાલીમ હતી એટલે તાલબદ્ધતા એમને સિદ્ધ થયેલી હતી. પણ પ્રશ્ન એ થાય છે કે કાવ્યના પ્રદેશમાંથી રવીન્દ્રનાથ

આ ચિત્રના પ્રદેશમાં કેવી રીતે જઈ શક્યા ? કાવ્યની જેમ મર્યાદાઓ છે અને એ મર્યાદાઓ ઓળંગવા માટે ચિત્રક્ષેત્રે જવાની આવશ્યકતા છે એવી જ રીતે ચિત્રક્ષેત્રની પણ મર્યાદાઓ છે અને એ ઓળંગવા કાવ્યક્ષેત્રે જવાની આવશ્યકતા પણ છે

ચિત્રકલા સવિશેષ વાસ્તવિકતાની કલા છે જેનું ચિત્ર છે એનું અસ્તિત્વ છે એવો ભાવ પ્રગટાવવાનો ચિત્રકારનો આશય છે જે વાસ્તવિક નથી, તેનું કાવ્ય સંભવે છે પણ તેનું ચિત્ર સંભવતું નથી એટલે ચિત્રકાર રવીન્દ્રનાથ પોતાની આસપાસના અસ્તિત્વની વાસ્તવિકતાનો સાક્ષાત્કાર કરતા હતા અને કરાવતા હતા

પણ આ વિવરણથી રવીન્દ્રનાથની ચિત્રકલાના જન્મના બધા કારણો મળી જતા નથી એને પરિણામે આપણને માત્ર ચિત્રકાર તરીકેના એમના લક્ષણો વિશે જ ખ્યાલ આવે છે એ ચિત્ર પાછળના પ્રેરક બળની ખોજ કરીએ તો એ પ્રેરક બળ એમના વ્યક્તિત્વમાંથી જ આપણને મળે કવિ રવીન્દ્રનાથ માત્ર વ્યક્તિ રહ્યા ન હતા સમગ્ર માનવતાનો સામાન્ય રીતે અને ભારતીય માનવતાનો સવિશેષ સૂર એમના કાવ્યોમાં પ્રગટ્યો છે પણ એમનું વ્યક્તિત્વ આવિષ્કાર માગતું હતું કાવ્યના સ્વરૂપે એને આવો આવિષ્કાર ન મળ્યો એટલે એ આવિષ્કાર માટે એમણે ચિત્રનું માધ્યમ યોજ્યું

એટલે તો રવીન્દ્રનાથ કહે છે કે સર્જનશક્તિ છલકાઈ જતી હોય ત્યારે જ થાય છે રવીન્દ્રનાથની શક્તિ સ્વાભાવિક રીતે વહેતી હતી ત્યાં સુધી કાવ્યનું સર્જન થતું હતું પણ જ્યારે શક્તિનાં ધસમસતાં પૂર ચડયાં ત્યારે નવું માધ્યમ આવશ્યક બન્યું

અભિનવ કલાના ઘણા સંપ્રદાયો ચિત્રકલાના જન્મ પાછળ આ સ્વરૂપનું પ્રેરક બળ છે એમ માને છે પણ રવીન્દ્રનાથને આ સંપ્રદાયોનો પરિચય ન હતો આમ છતાં પોતાના સમયની બંગાળની ચિત્રકલાની અવદશા જોઈને એમને કંઈક નવા ચીલા પાડવાનું

સર્જ્યુ હતુ એમના ચિત્રો દ્વારા એ પ્રવૃત્તિમાન પરિસ્થિતિ પરત્વે પોતાની નાખુશી જાહેર કરતા હતા બ્રિટિશ શાસન નીચેના ભારતમા જડતા અને કૃત્રિમતા આવી ગયા હતાં એ જડતા અને કૃત્રિમતા સામે તહોમતનામુ ઉચ્ચારવા માટે રવીન્દ્રનાથે પોતાની ચિત્રના યોજી હતી

અત્યાર સુધી આપણે જે ચર્ચા કરી તેમાથી તો એવો ધ્વનિ ઊઠે કે રવીન્દ્રનાથ પોતાના ચિત્રો વિશે સભાન હતા પણ એમણે પોતે જ કહ્યુ છે કે, "વારવાર લોકો મને મારા ચિત્રોના અર્થ વિશે પૂછે છે પણ હુ એને વિશે કઈ જ જાણતો નથી મારા ચિત્રો જેમ મૂગા છે એમ હુ પણ મૌન સેવુ છુ"

આમ એક તરફ એ પોતાની ચિત્રકલા વિશે કઈ કહેવાની ના પાડે છે, બીજી તરફ એમણે એ ચિત્રનાને સમજાવનારી કેટલીક વાતો કરી છે વળી જે સર્જક આજીવન ઉત્તમ પ્રકારની સાહિત્ય-કલાનો આરાધક રહ્યો હોય એ પોતાની ચિત્રકલા વિશે સાવ અભાન હોય એમ તો કોઈ ભાગ્યે જ સ્વીકારે

પણ આ વિરોધાભાસી હકીકતનો ખુલાસો આપણે મેળવી શકીએ એમ છીએ રવીન્દ્રનાથે ચિત્રક્ષેત્રે વૃદ્ધાવસ્થામા પ્રવેશ કર્યો હતો વાર્ધક્ય એ બીજુ શૈશવ છે એમ કહેવાયુ છે બાળકની કલાને પરિપક્વ મનુષ્યની કલ્પનાના સ્વરૂપમા રૂપાંતરિત કરવાનુ કાર્ય રવીન્દ્રનાથે કર્યું હોય એ સભવિત છે જાણે રવીન્દ્રનાથ એમ સૂચવવા માગે છે કે માનવજાત હજારો વર્ષોથી જે ઊર્મિઓનો અનુભવ કરી રહી છે એ સમગ્ર અનુભવને મુક્ત સર્જન દ્વારા જો એ દૃશ્ય બનાવે તો ભૂતકાળના બધાં બધનોમાથી એ મુક્તિ મેળવી શકે આવો પ્રયાસ ચિત્રના દ્વારા થઈ શકે એમ છે ચિત્રકલા એ એક એવી કલા છે કે જે સૌકોઈને સાધ્ય છે એ કલાની સાધના માટે બધા ગ્રહો-પૂર્વગ્રહો છોડી દેવા જોઈએ એ સાધના માટે મનને મુક્ત રીતે વિહરવાની તક આપવી

જોઈએ. બાળક તો આ પ્રવૃત્તિ ખૂબ સહજ રીતે કરી શકે છે. એ રંગ અને રેખાનો ઉપયોગ કરતાં સંકોચ અનુભવતું નથી. એવી બાળક જેવી મનોદશા ૬૮ વર્ષની વયે રવીન્દ્રનાથ કેળવી શકયા એ એમની પરમ સિદ્ધિ છે.

બાળકની જેમ પહેલાં તો એમણે માત્ર અતંત્ર રીતે લીટાઓ જ કર્યા છે. એ લીટાઓમાંથી રૂપ પ્રગટે છે એવો ખ્યાલ આવતાં એમણે આકાર રચ્યા છે. એ પછી એ આકારમાં તાલનું તત્ત્વ લાવતા એ થયા છે. આટલે પહોંચ્યા પછી ચિત્રને ભાવનું પ્રતીક બનાવવા એ મથ્યા છે. એ પછીનું પગલું સંવેદનના આવિષ્કારનું છે. એમાંથી એ ચમત્કારમાં ગયા છે અને છેલ્લે તો એ સભાન કલાકાર બની ગયા છે. બાળકની મનોદશા એમના ચિત્રમાં એ પછી રહેતી નથી. એમાં માનવજીવનના ઉષઃકાળના ભાવો એ પછી રહેતા નથી. અંદરના વ્યક્તિત્વનું પ્રતિબિંબ એ પછી ગૌણ બને છે અને ચક્ષુ જે જુએ છે તેનું આલેખન એ કરવા લાગ્યા છે; પણ તે પછી એમનો વિકાસ થઈ શકતો નથી. શૈશવની મનોદશા છે ત્યાં સુધી રવીન્દ્રનાથનાં ચિત્રોમાં મૌલિકતા છે. એ મનોદશા ઓગળી જાય છે ત્યારે એ પુખ્ત ચિત્રકારનો કસબ સિદ્ધ કરવા પ્રયત્નશીલ બને છે. પણ એ પ્રયત્નને સફળતા મળે એવો સંભવ નથી. એવી સફળતા એને મળી પણ નથી.

એટલે રવીન્દ્રનાથની ચિત્રકલાની ફલશ્રુતિ આપવી હોય તો કહેવું જોઈએ કે એમની ચિત્રકલાનો આરંભ થયો એ પછી થોડા સમયે એમણે ભારતીય ચિત્રકલાના ક્ષેત્રે એક મહત્ત્વનો સિદ્ધાંત પ્રસ્થાપિત કર્યો. ચિત્રકલા એ આંતરિક વ્યક્તિત્વનું પ્રમાણિક અને આત્મભાન-શૂન્ય એવું કલાસ્વરૂપ છે એમ એમણે બતાવ્યું. થોડા સમય સુધી એ આમ બતાવતા રહ્યા. જ્યારે એ પોતે સભાન બની ગયા ત્યારે એમની ચિત્રકલામાંથી કોઈ મૌલિક સંદેશ મળી શકે એવું રહ્યું નહીં અને એમાંથી કોઈ ઉચ્ચ કોટિની કલા વિકાસ પામી નહીં. શૈશવની મનો-

દશા અનુભવતા રવીન્દ્રનાથની ચિત્રકલા એ જ એમનું ચિત્રકલાક્ષેત્રે મૌલિક પ્રદાન છે.

સંગીતમય રેખાઓ, ક્રિયાત્મક અંગચેષ્ટાઓ, અદ્ભુત અંગભંગી, તીવ્ર વિરોધાભાસ, લાગણીની પરાકાષ્ઠા ઉપરાંત વસ્તુરહિત અથવા કલ્પનાઓથી ભરપૂર તત્ત્વો ટાગોરના ચિત્રોમાં અસાધારણ અભિવ્યક્તિ પૂરી જાય છે.

ભિન્ન ભિન્ન પ્રકારની કલાઓની અંતરતમ એકતા અંગેના ભારતીય કલાના સિદ્ધાંતોને ટાગોરે નવો જ અવતાર આપ્યો છે. સર્વ પ્રકારની કલામાં તેઓ તાલને ઘણું મહત્ત્વ આપતા. દાખલા તરીકે અવ્યવસ્થિત જનસમુદાયને નૃત્ય કલાત્મક સ્વરૂપમાં પલટાવી દે છે. તે જ પ્રમાણે ચિત્રકલામાં પણ તાલ અવ્યવસ્થિત રેખાઓને કલાનું અમર સ્વરૂપ આપે છે.

ટાગોરનાં ચિત્રોમાં હિંદની સ્વભાવગત ચિત્રપદ્ધતિ, પરંપરાગત નીતિના આદર્શો અને પાશ્ચાત્ય યુરોપની વ્યાવહારિક સ્પષ્ટતાનો ઉત્કૃષ્ટ સમન્વય થયેલો છે.

ભારતીય લોકકલા પરત્વેનાં તેમના ચિત્રો પણ ઔપચારિક કે નિગૂઢ બની જતા નહોતાં. એ હમેશાં ઊંડાં મર્મવાળાં જ રહેતાં. પ્રાચીન કલામાં પણ આપણે ફૂલોની શોભન આકૃતિઓ જોઈએ છીએ. તે ફૂલોનું ચિત્રણ અનોખી ઢબે કર્યું હોય છે છતાં તેનું મૂળ સ્વરૂપ સહેજે પરખાઈ આવે છે બધા સમજી શકે તેવી એ કલા છે. લોકકલામાં માનવસહજ લાગણીઓ અને ખુદ જીવન પ્રતિબિંબિત થતું હોય છે. પ્રાચીન મંદિરોની કલામાં બ્રહ્મનત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોની છાયા દેખા દે છે. એ સર્વમાં હિંદના લોકોની અલૌકિક સર્જનકલાનો આવિષ્કાર થાય છે, એ કલાના મૂળમાં મહાન વિચારો અને વાસ્તવ સ્વરૂપોનું સંયોજન થયેલું છે.

ચિત્રની બળ રેખાઓ દ્વારા અને શુદ્ધ આકૃતિજન્ય રચનાઓ દ્વારા, મૂળ સ્વરૂપથી તદ્દન જુદી અને આકારહિન કૃતિઓ દ્વારા ટાગોર એમની કલાના છેલ્લા તબક્કામા કલાને વિશેષ વસ્તુપ્રધાન બનાવી શક્યા છે સમકાલીન ભારતીય નારીની છટાને ઘણી જ કુશળતાપૂર્વક એમણે ચિત્રાંકિત કરી છે એ સઘળી ઉષ્મા અને ઊર્મિભરી સજીવ આકૃતિઓ છે ટાગોરનુ પનિહારીનુ ચિત્ર બરાબર એવુ જ સજીવ છે આછા રગે દોરાયેલી આકૃતિ પોતે જ જાણે જમણી બાજુની પાર્શ્વભૂમિકા જેવી દોરાઈ છે. ડાબી તરફનો ઘેરો વાદળી રગ ચિત્રની રેખાઓમા સગીતની રસધારા પૂરે છે અને સર્વત્ર સુગન્ધ ફેલાઈ જાય છે અને એ બધુ ચિત્રના ચિત્રની વિશિષ્ટતામા અપૂર્વ વધારો કરે છે

કોઈ પણ વ્યક્તિને ટાગોરે દોરેલી સ્ત્રી–આકૃતિઓમાં એમની રાષ્ટ્રીય દૃષ્ટિનુ દર્શન થાય છે હજારો વર્ષથી આ આકૃતિની ભાવના ભારતીય કલાના પ્રત્યેક અગમા પ્રેમ અને ગૌરવપૂર્વક જળવાતી આવી છે. આ ભાવના યુવતીઓના અને માતાઓના દર્શનમા સમાન રીતે રજૂ થાય છે ટાગોરની આ અજ્ઞાત સ્ત્રીની મુખાકૃતિઓ તેમના જમાનાની સ્ત્રીઓનુ ચિત્રદર્શન છે કેવા જીવંત અને ગૌરવભર્યાં ચિત્રો છે! કેટલાં સુઘડ રીતે એમને એમના કલાકારે રજૂ કર્યાં છે! આ વસ્તુ એમના સ્ત્રીઓના ચિત્રોને બાહ્ય સ્વરૂપમાં નહીં પરંતુ તાત્વિક સ્વરૂપમા ભારતીય કલાની પરપરામા બતાવે છે

ટાગોરે વર્ષોજૂની હિંદની ચિત્રકલાનો ખાસ અભ્યાસ કદી પણ કર્યો નહોતો એ નવાઈ ભરેલુ છે. એમનાં ચિત્રો એમના મનોજગતના ઊંડાણમાં અને એમની સર્જનાત્મક શક્તિમા જ વસ્યા હતાં. એમનાં ચિત્રોની આગવી લાક્ષણિકતા સમગ્ર ભારતીય કલાનો દૃષ્ટિબિંદુની જેમ માનવતાવાદી છે ટાગોરના જનસમાજનાં ચિત્રો કાલ્પનિક અને કુદરતી છે. કૃત્રિમ કલારહિત છતા હમેશા ભાવદર્શી છે. એમનાં ચિત્રો ઘણી

વાર અજબ મનોબળથી સભર જણાય છે. એ ચિત્રો આપણને મનુ-ષ્યના આંતર જગતમાં દોરી જાય છે અને આપણને મનુષ્ય જોડે પ્રેમ કરવાનો આદર્શ સમજાવે છે. અને એટલે જ સ્ત્રીઓની મુખાકૃતિઓ મૂક છે અને છતાં સુંદર છટાથી આપણને ઘણું કહી જાય છે.

આકર્ષક માનવસૃષ્ટિના અને મધુર નિર્જીવ સૃષ્ટિના તેમજ પોતાની જ પ્રતિભાનાં ચિત્રોના ટાગોર અદ્ભુત સર્જક હતા. એમનાં સૃષ્ટિ-સૌંદર્યના દૃશ્યો ભવ્ય અને વાસ્તવિક છે. આછા ભૂરા રંગવાળાં એમના ચિત્રો કલાકારની સૃષ્ટિ અને પ્રેરણાનો ખ્યાલ આપે છે. એ લૌકિક પણ છે અને અલૌકિક પણ છે. પાણી અને ઝાડ કુદરતી રંગોમાં રંગાયાં ન હોવા છતાં પણ નૈસર્ગિક સૌંદર્યની પ્રબળ અને અપૂર્વ છાપ પાડે છે

ટાગોરે એમની સર્જક પ્રતિભાને સંપૂર્ણપણે એમના ચિત્રોમાં પ્રગટ કરી છે. એમની ચિત્રકલા કવિતા અને માનવતાથી ભરેલી સૌંદર્યની અને આદર્શની મહત્તા સમજાવે છે. ભારત અને વિશ્વભરના ચિત્રભંડારમાં ટાગોરનો ફાળો મહામૂલો છે.

રવીન્દ્રનાથને જન્મથી જ યાત્રા માટેનુ આકર્ષણ હતું નવુ નવું જોવાની અને જાણવાની જિજ્ઞાસા માણસ માત્રમા હોય છે એમ એમનામા પણ હતી એમના પિતા દેવેન્દ્રનાથને પ્રવાસનો ઘણો શોખ હતો એની અસર પણ એમના ઉપર પડી હશે

આ વૃત્તિને પરિણામે રવીન્દ્રનાથ દેશમા અને વિદેશમાં ઘણું ફર્યા હતા કિશોરાવસ્થામા એમણે હિમાલયની જે યાત્રા કરી હતી એ તેમની સ્વદેશમાંની પહેલી મહત્ત્વની યાત્રા હતી સત્તર વર્ષની વયે એ પોતાના મોટાભાઈ સત્યેન્દ્રનાથ સાથે ઈંગ્લંડ ગયા એ તેમની વિદેશમાની પહેલી મહત્ત્વની યાત્રા હતી આ પછી તો ભારતમા એકેએક પ્રદેશમા એ ફર્યા હતા કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને કલકત્તાથી સૌરાષ્ટ્ર સુધીના બધા પ્રદેશોમા એ ગયા હતા ભારતનો કોઈ પણ પ્રદેશ એમણે ન જોયો હોય એવુ રહ્યુ નથી

આપણા ગુજરાત પ્રદેશમાં તો એ વારવાર આવ્યા છે એવી જ રીતે ભારતના બીજા પ્રદેશોની પણ તેમણે યાત્રાઓ કરી છે

આપણા દેશના આવા વિસ્તૃત પ્રવાસ ઉપરાત રવીન્દ્રનાથે બીજા દેશોમાં, પણ વ્યાપક પ્રવાસ કર્યા છે કેટકેટલા દેશોમા એ ઘૂમ્યા છે! બાર વખત તેમણે પૃથ્વીની પ્રદક્ષિણા કરી છે એ પ્રદક્ષિણા માત્ર પ્રવાસીની પદ્ધતિએ એમણે કરી નથી એ તો દેશદેશમા ફરતા ફરતા અને ત્યાની પ્રજાઓના સપર્કમા આવતા આવતા યાત્રા કરતા હતા

યુરોપના લગભગ બધા દેશોમા એ ગયા છે ઇંગ્લંડ, ફ્રાસ, સ્વીટ્ઝર્લૅન્ડ, જર્મની ઈટલી બેલ્જિયમ, સ્વીડન, નોર્વે, હોલૅન્ડ,

ઝેકોસ્લોવેકિયા, યુગોસ્લાવિયા, બલ્ગેરિયા, રેમાનિયા, ગ્રીસ, યુનાઈટેડ સ્ટેટસ, કેનેડા, ચીન, જાપાન, જાવા, સુમાત્રા, બાલી ટાપુઓ, મલાયા, હિંદી ચીન, થાઈલૅન્ડ, ઈરાન, ઈરાક, સોવિયેત સંઘ, મિસર: આવા બધા દેશોમાં એ ગયા છે અને ત્યાં પોતાની સુવાસ મૂકતા આવ્યા છે. એટલે તો એમની જન્મશતાબ્દિ દુનિયાભરની પ્રજાઓએ હોંશે હોંશે ઊજવી છે.

રવીન્દ્રનાથ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં એમણે વિસ્તારપૂર્વક અવલોકન કર્યું છે. એમણે શહેરો જોયાં છે અને ગામડાં જોયાં છે, એમણે પર્વતો અને નદીઓ, તેમજ પ્રકૃતિનાં તમામ અંગોનું અવલોકન કર્યું છે. એમણે સામાન્યમાં સામાન્ય પ્રજાજનોથી માંડીને સર્વોપરી સત્તાધીશો સુધી સૌ કોઈ સાથે પરિચય કેળવ્યો છે. તેમણે ભૂત જોયો છે અને વર્તમાન જોયો છે. એમણે બધા સંપ્રદાયનાં અને બધી જાતિઓનાં લોકોને જોયાં છે. અને એ રીતે સાચા અર્થમાં વિશ્વયાત્રા કરી છે.

રવીન્દ્રનાથ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં એમણે ભારતનો સંદેશ સંભળાવ્યો છે. પણ માત્ર સંદેશ આપીને એમણે સંતોષ માન્યો નથી. જ્યાં જ્યાં એ ગયા છે ત્યાં ત્યાં એ કંઈક પાઠ શીખી લાવ્યા છે. એ પાઠ એમણે ભારતની પ્રજાને આપ્યો છે. રવીન્દ્રનાથ જ્યારે જગત પ્રવાસ કરતા હતા ત્યારે આપણો દેશ પરતંત્ર હતો. એ પરિસ્થિતિમાં આપણા દેશ વિશે બીજા દેશોની પ્રજાને સાચી માહિતી આપવાનું કર્તવ્ય રવીન્દ્રનાથે બજાવ્યું છે. એને પરિણામે આપણા દેશને તેના સ્વાતંત્ર્ય-સંગ્રામમાં ઘણો સહકાર મળ્યો છે.

આ રીતે રવીન્દ્રનાથે જે વિશ્વયાત્રા કરી એના મિષ્ટ ફળરૂપ ઘણું સાહિત્ય આપણને મળ્યું છે. સ્થળે સ્થળે એમણે આપેલાં પ્રવચનોમાં એમની વિચારણા મૂર્ત થઈ છે. પ્રવાસવર્ણનો દ્વારા પણ એમણે આપણને ઘણી મહત્ત્વની સામગ્રી આપી છે. એ પ્રવાસો દરમ્યાન

એમણે સમકાલીન મહાજનો સાથે જે પરિચય કેળવ્યો તેથી પણ ઘણો લાભ થયો છે. રોમાં રોલાં સાથેનો રવીન્દ્રનાથનો સંબંધ એક ઐતિહાસિક સંબંધ બન્યો છે. એ સંબંધને પરિણામે યુરોપમાં રવીન્દ્રનાથ વિશે તેમજ ભારત વિશે સાચી સમજણ પ્રસરી છે. આઈન્સ્ટાઈન સાથેના રવીન્દ્રનાથના વાર્તાલાપો ખૂબ મહત્ત્વના છે. આવાં ઘણાં નામો ગણાવી શકાય.

એમના બધા પ્રવાસનું નિરૂપણ કરવા માટે તો અનેક પુસ્તકો જોઈએ. તેમણે પોતે જ ૭ પ્રવાસગ્રંથો લખ્યા છે. એ સિવાય એમણે અનેક લેખો લખ્યા છે. બીજાઓએ એમના પ્રવાસો વિશે ઘણું લખ્યું છે. જે જે દેશોમાં એ ગયા છે તે દેશોના વિદ્વાનોએ પોતાના સંસ્મરણો આલેખ્યાં છે. અહીં એ બધુ આપવાનુ અભિપ્રેત નથી. અહીં તો એમની વિશ્વયાત્રાની કંઈક ઝાખી મળે એ રીતનુ નિરૂપણ જ કરવાનુ છે.

રવીન્દ્રનાથની પહેલી વિદેશયાત્રા ૧૮૭૮માં એમણે જ્યારે ઇગ્લંડનો પ્રવાસ કર્યો હતો ત્યારે થઈ હતી એમ આપણે જોયું છે. એ સમયે એ પ્રસિદ્ધ ન હતા. એટલે ઇગ્લંડના લોકોને એમની એ યાત્રાનું સ્મરણ ન હોય એ સ્વાભાવિક છે. નોબેલ પારિતોષિક મેળવ્યા પછી ૧૯૧૨માં બાવન વર્ષની વયે રવીન્દ્રનાથ જ્યારે ઇંગ્લન્ડ ગયા ત્યારે એ પ્રસિદ્ધ હતા. એટલે એ સમયનાં સંસ્મરણો ઇંગ્લન્ડમાં ઘણાં લોકોએ સાચવ્યાં છે. આ યાત્રામાં એમની સાથે એમના પુત્ર રથીન્દ્રનાથ અને એમની પુત્રવધૂ પ્રતિમાદેવી હતાં. બંગાળી ભાષામા તો એમનાં ઘણાં કાવ્યો એ સમય સુધીમાં પ્રસિદ્ધ થઈ ગયાં હતાં ઇંગ્લન્ડમાં એક ખ્યાતનામ કલાકાર રૅફેન્સ સ્ટાઈન સાથે એમને પરિચય પણ હતો. 'ગીતાંજલિ'માંનાં કેટલાંક કાવ્યોનો એમણે અંગ્રેજીમાં જે અનુવાદ કર્યો હતો એ તેમણે આ પ્રસંગે પોતાના કલાકાર મિત્રને બતાવ્યાં અને પરિણામે તો એમનાં કાવ્યોને યુરોપ સમક્ષ આવવા માટેની ભૂમિકા

આ પ્રસંગે થોડો સમય ઇંગ્લન્ડમાં વિતાવી રવીન્દ્રનાથ અમેરિકા ગયા હતા. ત્યાં એમણે સંખ્યાબંધ ભાષણો આપ્યાં હતાં. જુદી જુદી વિદ્યાપીઠોએ એમને આમંત્રણો આપ્યાં હતાં. અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીમાં જે વ્યાખ્યાનો આપ્યા તે 'સાધના' નામે ગ્રંથાકારે પ્રસિદ્ધ થયાં છે. આ પ્રવચનોમાં રવીન્દ્રનાથે ઉપનિષદના દર્શનને નવા રૂપે રજૂ કર્યું છે. ઇંગ્લન્ડમાં પ્રસિદ્ધ થયેલી 'ગીતાંજલિ' અને અમેરિકામાં પ્રસિદ્ધ થયેલાં 'સાધના'માંનાં પ્રવચનોએ રવીન્દ્રનાથને કવિ લેખે અને દાર્શનિક લેખે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે માનવંતું સ્થાન અપાવ્યું હતું.

ભારતીય પરિસ્થિતિ વિશે દુનિયાની પ્રજાઓને માહિતી આપવા માટે યોજાયેલો રવીન્દ્રનાથનો પહેલો પ્રવાસ ૧૯૧૬માં યોજાયો હતો. એ જાપાનનો પ્રવાસ હતો. જાપાનમાં સત્તાધીશોએ તેમજ સામાન્યજનોએ એમનું ભાવભર્યું સ્વાગત કર્યું હતું. કોઈ સામાન્ય માણસ હોત તો આ સ્વાગતની શરમ અનુભવી એ દિલની વાત ન કહે પણ રવીન્દ્રનાથ સામાન્ય ન હતા. એમણે ચીન તરફના જાપાનના વર્તાવની કડક સમીક્ષા કરી. આને પરિણામે જાપાનના રાજપુરુષો ખિજાઈ ગયા હતા. એક રાજપુરુષે તો એમ કહ્યું પણ હતું કે, "તમે એક ગુલામ દેશના પ્રજાજન છો એ ન ભૂલશો." ત્યારે કવિવરે ઉત્તર આપ્યો હતો : "મારા માલિકનો હુકમ છે કે મારે જગતના રાજમાર્ગ ઉપર ઊભા રહીને પરાજિતોનાં ગાન ગાવાં"

આ પછી એમણે જાપાનમાં તેમજ અમેરિકામાં રાષ્ટ્રવાદના પોતાના ખ્યાલ વિશે પ્રવચનો આપવાનું ચાલુ જ રાખ્યું હતું. અમેરિકામાં તો એમણે કેળવણી વિશે અને બીજા વિષયોના વ્યાખ્યાનો પણ આપ્યાં હતાં. આ વ્યાખ્યાનોમાથી ઘણાં ગ્રંથસ્થ થયાં છે.

હવે રવીન્દ્રનાથ કવિ લેખે, વિચારક લેખે અને કેળવણીકાર લેખે ઘણા જાણીતા થઈ ગયા. ૧૯૨૪મા ચીનમાથી એમણે આમંત્રણ મેળવ્યું. એ આમંત્રણનો સ્વીકાર કરીને આચાર્ય ક્ષિતિમોહન સેન, નંદલાલ બોઝ, કાલિદાસ નાગ અને એલ્મહર્સ્ટ જેવા પોતાના કેળવણી-

કાર તેમજ કલાકાર સાથીઓને સાથે લઈ ને એ ચીન ગયા. શરૂઆતમાં તો ચીનમાં પ્રજા એમનાથી વિમુખ હતી. એ પ્રજાને રવીન્દ્રનાથ વિશે ખોટો ખ્યાલ આપવામાં આવ્યો હતો. રવીન્દ્રનાથ પ્રણાલિકાવાદી છે એવો પ્રચાર ચીનમા કરવામાં આવ્યો હતો. પણ આવું જૂઠાણું લાંબા સમય સુધી ટકી શકે નહીં. ચીનના લોકો રવીન્દ્રનાથને સાચા સ્વરૂપે ઓળખતા થઈ ગયા. પછી એ એમનાં પ્રવચનો સાંભળવા આવવા લાગ્યા. ચીનમાં અપાયેલાં આ બધાં પ્રવચનો 'ચીનમાંના વાર્તાલાપો' તેવા નામે ગ્રંથસ્થ થયાં છે.

ચીનથી પાછા ફર્યા ત્યારે રવીન્દ્રનાથને પેરૂનું આમંત્રણ મળ્યું. દક્ષિણ અમેરિકામાં આવેલું પેરૂ ત્યારે તેના સ્વાતંત્ર્યની શતાબ્દિ ઊજવી રહ્યું હતું. એ શતાબ્દિના ઉત્સવ માટે કોઈ મોટા દેશના રાજપુરુષને બોલાવવાને બદલે એ લોકોએ એક ગુલામ દેશના કવિને બોલાવ્યા.

રવીન્દ્રનાથ પેરૂ જવા ઊપડયા પણ ખરા; પણ માર્ગમાં એમનું સ્વાસ્થ્ય કથળ્યું અને તેમને રોકાઈ જવું પડ્યું. તોપણ આખરે એ પેરૂ તો ગયા જ અને ૧૯૨૫ના જાન્યુઆરીના આરંભે એમણે દક્ષિણ અમેરિકામાંથી વિદાય લીધી. ત્યાંથી એ ઇટલી ગયા અને વેનિસ તેમજ મિલાનમાં તેમણે સંગીત વિશે પ્રવચનો આપ્યાં.

ફરીને બીજે વર્ષે એ યુરોપના પ્રવાસે ગયા ત્યારે ઇટલી ગયા હતા. ઇટલીમાં એ સમયે ફાસિસ્ટ સરમુખત્યારશાહી હતી. રવીન્દ્રનાથને એ 'પરિસ્થિતિ' ગુંગળાવનારી લાગી. આમાં વળી એમની પાસે ફાસીઝમ વિશે કંઈક નિવેદન કરાવવાના પ્રયાસો થયા. એમણે કંઈ નિવેદન' તો ન કર્યું પણ એટલું કહ્યું કે, "ઇટાલીનો અમર આત્મા અગ્નિ-સ્નાનમાથી બહાર નીકળીને અણબૂઝાયેલ પ્રકાશનો ઝભ્ભો પહેરી બહાર આવશે" ઇટલીમાં એમને માન તો ઘણું મળ્યું. પણ ઈટલીમાથી વિદાય થયા પછી સ્વીટ્ઝર્લૅન્ડમાં રવીન્દ્રનાથને ફાસિઝમના સાચા સ્વરૂપનો ખ્યાલ મળ્યો. સ્વીટ્ઝર્લેન્ડમાં એ રોમાં રોલા સાથે રહ્યા હતા. એમની સાથે ફાસિઝમ વિશે એમણે ઘણી વાતો કરી હતી. એ પછી

ગ્રુરિયમાં એક ઇટાલિયન પ્રાધ્યાપકનાં નિર્વાસિત પત્ની સિનોરા સાલ્વા-ડોરા પાસેથી એમને ફાસિસ્ટ જુલમોની ઘણી વધુ માહિતી મળી. આને પરિણામે ફાસિઝમને વખોડી કાઢતું એક કડક નિવેદન રવીન્દ્રનાથે કર્યું હતું. એ નિવેદનથી ઇટલીના સત્તાધીશો ખૂબ છંછેડાઈ ગયા હતા. રવીન્દ્રનાથ સામે એ સત્તાધીશોએ ઘણો કઠોર પ્રચાર શરૂ કર્યો હતો. પણ નિંદાથી એ ક્યારેય ડરતા ન હતા અને પ્રશંસાથી એ ક્યારેય ફુલાતા ન હતા.

આ યાત્રા દરમ્યાન રવીન્દ્રનાથ નોર્વે, સ્વીડન, બલ્ગેરિયા, રોમાનિયા, ગ્રીસ અને મિસરની મુલાકાતે ગયા હતા. એ બધા દેશોના પ્રકાંડ વિદ્વાનો સાથે એમનો પરિચય થયો હતો.

યુરોપના પ્રવાસને પરિણામે રવીન્દ્રનાથને યંત્રસંસ્કૃતિની બીભત્સતાનાં દર્શન થયાં. યંત્રોનો વિકાસ સામાજિક પરિસ્થિતિ ઉપર જે અસર કરે છે તેને પરિણામે મનુષ્યના વ્યક્તિત્વનો હ્રાસ થાય છે એમ એમને લાગ્યું. દોષ યંત્રનો નથી પણ જે સામાજિક રચના યંત્રયુગના આરંભે આવે છે તેનો છે એ વાત તે જોઈ શક્યા નહીં. એટલે તો યુરોપના પ્રવાસ દરમ્યાન એમણે જે પ્રવચનો કર્યાં તેમાં યંત્રો સામેનો એમનો આ રોષ દેખાય છે. એ પ્રવચનોનો સૂર સૌથી વધુ સચોટ રીતે જે પ્રવચનમાં પડે છે તેમાંથી એક અવતરણ આપીએ: "હું એવા જ જીવનમાં માનું છું કે જે પ્રગતિશીલ હોય અને એવી પ્રગતિમાં માનું છું કે જે જીવન સાથે તાલ મિલાવતી હોય, જેમાંથી માનવતા ચાલી જાય છે એવી જંગી વસ્તુઓની ગુલામીમાંથી માણસની હું મુક્તિ ચાહું છું. હું પ્રકારના—પ્રગતિના દુશ્મન તરીકે ઓળખાવાની ના પાડું છું, કારણ કે હું જે જંગી, મોટાં અને માનવતાને કચડી નાખતાં રાક્ષસી સંગઠન સામે માનવી લડી રહ્યો છે તે લડતમાં તેની સાથે કદમ મિલાવીને ઊભો છું."

ફરીને ૧૯૨૭માં સુનીતિકુમાર ચેટરજી, સુરેન્દ્રના[illegible] અને ધીરેનદેવ બર્મન સાથે રવીન્દ્રનાથે સિંગાપુર, મલાક,

સ્થળોની મુલાકાતો લીધી હતી ત્યાંથી તે જાવા, બાલીના ટાપુઓ વગેરે સ્થળે ગયા હતા. જાવામાં એમણે ત્યાંની પ્રાચીન સંસ્કૃતિનાં દર્શન કર્યાં. ભારતીય સંસ્કૃતિ સાથેના એ સંસ્કૃતિના સમ્બન્ધનું તેમને સ્મરણ થયું.

એ પછીના વર્ષમાં એ ભારત, લંકા વગેરે સ્થળોએ ફર્યા ભારતમાં એમણે શ્રી અરવિંદ ઘોષના પોંડિચેરી આશ્રમની મુલાકાત લીધી તેમજ અડ્યારમાંના થિયોસોફિકલ સોસાયટીના કેન્દ્રની પણ મુલાકાત લીધી

૧૯૨૯ માં કૅનેડા તેમ જ યુનાઈટેડ સ્ટેટસનો પ્રવાસ કર્યો. એ પ્રવાસ દરમ્યાન રંગદ્વેષનો બહુ કડવો અનુભવ એમને થયો એને પરિણામે અધવચ્ચેથી જ એમણે એ પ્રવાસ છોડી દીધો અને જાપાન થઈ એ સ્વદેશમાં પાછા ફર્યા

૧૯૩૦ના માર્ચ મહિનામાં રવીન્દ્રનાથ ફરીને યુરોપ–અમેરિકાના પ્રવાસે ગયા ઝેકોસ્લોવાકિયાના પ્રમુખ મસારિક, વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈન વગેરેને આ પ્રસંગે મળ્યા ફ્રાન્સ, ઇંગ્લન્ડ, જર્મની, ડેન્માર્ક, રશિયા અને અમેરિકાના કેટલાક દેશોનો એમણે આ પ્રસંગે પ્રવાસ કર્યો. આ પ્રવાસ દરમ્યાન ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં એમણે એક મનનીય વ્યાખ્યાનમાળા આપી. એ વ્યાખ્યાનમાળા "મનુષ્યનો ધર્મ" એવા નામે પ્રગટ થઈ છે. રવીન્દ્રનાથની જીવનદૃષ્ટિ સમજવામાં 'સાધના,' 'પર્સનાલિટી,' 'ક્રીએટિવ યુનિટિ' અને 'રિલિજિયન ઓફ મેન' એમ ચાર પુસ્તકોનું વાચન આવશ્યક લેખાય આ વ્યાખ્યાનો રવીન્દ્રનાથે આપ્યાં ત્યારે ઇંગ્લન્ડના પ્રતિષ્ઠિત સાપ્તાહિક 'માન્ચેસ્ટર ગાર્ડિઅન'માં તેને વિશેની જે નોંધ લખાઈ હતી તે ઉલ્લેખનીય છે એ નોંધમાં કહેવામાં આવ્યું છે કે, "કેટલાક એવા માણસો છે, જેણે આપણને શીખવ્યું છે કે પૃથ્વીની સપાટી ઉપરની જે જગા પૂર્વ અને પશ્ચિમને જુદાં પાડે છે એવી જગાને માનવહૃદયના ઊંડાણમાં સ્થાન નથી. આ સત્ય સમજાવવા માટે આપણે

ઝુરિચમાં એક ઈટાલિયન પ્રાધ્યાપકનાં નિર્વાસિત પત્ની સિનોરા સાલ્વા-ડોરા પાસેથી એમને ફાસિસ્ટ જુલમોની ઘણી વધુ માહિતી મળી. આને પરિણામે ફાસિઝમને વખોડી કાઢતું એક કડક નિવેદન રવીન્દ્રનાથે કર્યું હતું. એ નિવેદનથી ઇટલીના સત્તાધીશો ખૂબ છંછેડાઈ ગયા હતા. રવીન્દ્રનાથ સામે એ સત્તાધીશોએ ઘણો કઠોર પ્રચાર શરૂ કર્યો હતો. પણ નિંદાથી એ કયારેય ડરતા ન હતા અને પ્રશંસાથી એ કયારેય ફુલાતા ન હતા.

આ યાત્રા દરમ્યાન રવીન્દ્રનાથ નોર્વે, સ્વીડન, બલ્ગેરિયા, રોમાનિયા, ગ્રીસ અને મિસરની મુલાકાતે ગયા હતા. એ બધા દેશોના પ્રકાંડ વિદ્વાનો સાથે એમનો પરિચય થયો હતો.

યુરોપના પ્રવાસને પરિણામે રવીન્દ્રનાથને યંત્રસંસ્કૃતિની સીમિતતાનાં દર્શન થયાં. યંત્રોનો વિકાસ સામાજિક પરિસ્થિતિ ઉપર જે અસર કરે છે તેને પરિણામે મનુષ્યના વ્યક્તિત્વનો હ્રાસ થાય છે એમ એમને લાગ્યું. દોષ યંત્રનો નથી પણ જે સામાજિક રચના યંત્રયુગના આરંભે આવે છે તેનો છે એ વાત તે જોઈ શક્યા નહીં. એટલે તો યુરોપના પ્રવાસ દરમ્યાન એમણે જે પ્રવચનો કર્યાં તેમાં યંત્રો સામેનો એમનો આ રોષ દેખાય છે. એ પ્રવચનોનો સૂર સૌથી વધુ સચોટ રીતે જે પ્રવચનમાં પડે છે તેમાંથી એક અવતરણ આપીએ : "હું એવા જ જીવનમાં માનું છું કે જે પ્રગતિશીલ હોય અને એવી પ્રગતિમાં માનું છું કે જે જીવન સાથે તાલ મિલાવતી હોય, જેમાંથી માનવતા ચાલી જાય છે એવી જંગી વસ્તુઓની ગુલામીમાંથી માણસની હું મુક્તિ ચાહું છું. હું પ્રકાશના—પ્રગતિના દુશ્મન તરીકે ઓળખાવાની ના પાડું છું, કારણ કે હું જે જંગી, મોટાં અને માનવતાને કચડી નાખતાં રાક્ષસી સંગઠન સામે માનવી લડી રહ્યો છે તે લડતમાં તેની સાથે કદમ મિલાવીને ઊભો છું."

ફરીને ૧૯૨૭માં સુનીતિકુમાર ચેટરજી, સુરેન્દ્રનાથ કાર અને ધીરેનદેવ બર્મન સાથે રવીન્દ્રનાથે સિંગાપુર [illegible]

સ્થળોની મુલાકાતો લીધી હતી. ત્યાંથી તે જાવા, બાલીના ટાપુઓ વગેરે સ્થળે ગયા હતા. જાવામાં એમણે ત્યાંની પ્રાચીન સંસ્કૃતિના દર્શન કર્યાં. ભારતીય સંસ્કૃતિ સાથેના એ સંસ્કૃતિના સંબંધનું તેમને સ્મરણ થયું.

એ પછીના વર્ષમાં એ ભારત, લંકા વગેરે સ્થળોએ ફર્યા. ભારતમાં એમણે શ્રી અરવિંદ ઘોષના પોંડિચેરી આશ્રમની મુલાકાત લીધી તેમજ અડ્યારમાંના થિયોસૉફિકલ સોસાયટીના કેન્દ્રની પણ મુલાકાત લીધી.

૧૯૨૯ માં કેનેડા તેમ જ યુનાઈટેડ સ્ટેટ્સનો પ્રવાસ કર્યો. એ પ્રવાસ દરમ્યાન રંગદ્વેષનો બહુ કડવો અનુભવ એમને થયો. એને પરિણામે અધવચ્ચેથી જ એમણે એ પ્રવાસ છોડી દીધો અને જાપાન થઈ એ સ્વદેશમાં પાછા ફર્યા

૧૯૩૦ના માર્ચ મહિનામાં રવીન્દ્રનાથ ફરીને યુરોપ-અમેરિકાના પ્રવાસે ગયા. ઝેકોસ્લોવાકિયાના પ્રમુખ મસારિક, વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈન વગેરેને આ પ્રસંગે મળ્યા. ફ્રાન્સ, ઈંગ્લન્ડ, જર્મની, ડેન્માર્ક, રશિયા અને અમેરિકાના કેટલાક દેશોનો એમણે આ પ્રસંગે પ્રવાસ કર્યો. આ પ્રવાસ દરમ્યાન ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં એમણે એક મનનીય વ્યાખ્યાનમાળા આપી. એ વ્યાખ્યાનમાળા "મનુષ્યનો ધર્મ" એવા નામે ગ્રંથસ્થ થઈ છે. રવીન્દ્રનાથની જીવનદૃષ્ટિ સમજવામાં 'સાધના,' 'પર્સનાલિટી,' 'ક્રીએટિવ યુનિટિ' અને 'રિલિજિયન ઑફ મેન', એમ ચાર પુસ્તકોનું વાચન આવશ્યક લેખાય. આ વ્યાખ્યાનો રવીન્દ્રનાથે આપ્યાં ત્યારે, ઈંગ્લન્ડના પ્રતિષ્ઠિત સાપ્તાહિક 'માન્ચેસ્ટર ગાર્ડીઅન'માં તેને વિશેની જે નોંધ લખાઈ હતી તે ઉલ્લેખનીય છે. એ નોંધમાં કહેવામાં આવ્યું છે કે, "કેટલાક એવા માણસો છે, જેણે આપણને શીખવ્યું છે કે પૃથ્વીની સપાટી ઉપરની જે જગા પૂર્વ અને પશ્ચિમને જુદાં પાડે છે એવી જગાને માનવહૃદયના ઊંડાણમાં સ્થાન નથી. આ સત્ય સમજાવવા માટે આપણો

ભારતના કવિ, ચિંતક અને તત્ત્વજ્ઞ શ્રી રવીન્દ્રનાથ ટાગોરનાં સૌથી વિશેષ ઋણી છીએ રવીન્દ્રનાથના આગમનથી આ કૉલેજને જે માન મળ્યું છે તેટલુ બીજા કોઈના આગમનથી મળ્યું ન હતુ અમે એમનુ સ્વાગત કરતાં જે આનંદ અનુભવીએ છીએ એવો આનંદ પહેલાં કદી અનુભવ્યો નથી"

રવીન્દ્રનાથના આ પ્રવાસોમા સૌથી વધુ મહત્ત્વનો પ્રવાસ એમનો સોવિયેત સંઘનો પ્રવાસ છે એ પ્રવાસની વિગતો "રશિયાના પત્રો" એ નામના પુસ્તકમા આપવામા આવી છે, એ પ્રવાસને અંતે વિદાય-સદેશ આપતા રવીન્દ્રનાથે જે વચનો ઉચ્ચાર્યા હતા એ વચનોમાંથી આપણને એમના મન ઉપર જે છાપ પડી હતી તેનું ચિત્ર મળી રહે છે એ વિદાયન્સ દેશ આવો હતો : "મે જે કઈ અહીં જોયું છે એ ઉપરથી આ દેશે જે અદ્‌ભુત વિકાસ સાધ્યો છે, જે ચમત્કારિક સિદ્ધિ પ્રાપ્ત કરી છે, તેની ખાતરી થઈ ચૂકી છે અને હું એ દિવસની રાહ જોઈ રહ્યો છુ કે જ્યારે આર્ય-સંસ્કૃતિની પુરાણી ભરતભૂમિમાં તેના સંતાનો શિક્ષણ અને વિકાસની સમાન તકની બક્ષિસો મેળવવા ભાગ્યશાળી થશે.

'હું તમારા બધાનો ઘણો ઘણો આભારી છું, કારણ કે યુગે યુગથી મનુષ્યના મન ઉપર જે બેડીઓ નાખવામાં આવી છે તેનાથી મુક્ત કરવાનું જે સ્વપ્ન હું વર્ષોથી સેવી રહ્યો છું તેનું મૂર્ત-સ્વરૂપ તમે મને અહીં બતાવ્યુ છે."

રવીન્દ્રનાથે છેલ્લી વિદેશયાત્રા ૧૯૩૨માં કરી. ત્યારે એ ઈરાન ગયા હતા, એ દરમ્યાન એમની જન્મતિથિ આવી ત્યારે તહેરાનમાં એ ખૂબ ઉત્સાહથી ઊજવાઈ હતી. ઈરાનથી રવીન્દ્રનાથ ઇરાક ગયા હતા અને ત્યાથી સ્વદેશમાં પાછા ફર્યા હતા.

રવીન્દ્રનાથની આ વિશ્વયાત્રાએ ભારતવર્ષનો સાચો પરિચય જગતને કરાવ્યો છે અને ભારતને પણ જગતના સંસ્કારનો એવો જ પરિચય એને પરિણામે રવીન્દ્રનાથ દ્વારા મળ્યો છે.

રવીન્દ્રનાથના પિતા દેવેન્દ્રનાથ ટાગોર એક વેળા પ્રવાસે નીકળ્યા હતા એક સ્થાન ઉપર એ પ્રાર્થના કરવા રોકાયા. એ પ્રાર્થનામા એમને જે શાતિનો અનુભવ થયો એવો અનુભવ એમને એ પૂર્વે થયો ન હતો એમણે એ સ્થાન આસપાસની જમીન ખરીદી લીધી ત્યા એમણે એક મદિરની પ્રતિષ્ઠા કરી. એ સ્થાનને એમણે શાતિનિકેતન એવુ નામ આપ્યું. આ સ્થાનને એમણે સાધકોના ઉપયોગ માટે આપી દીધુ અને તેને ટ્રસ્ટનુ સ્વરૂપ આપ્યુ.

૧૯૦૧ના ડિસેમ્બરમાં આ સ્થાનમા રવીન્દ્રનાથે એક શાળા શરૂ કરી. તેને તેમણે બ્રહ્મચર્યાશ્રમ એવું નામ આપ્યું. બાળપણમા રવીન્દ્રનાથને શાળાનો જે કડવો અનુભવ થયો હતો, એવો અનુભવ બાળકોને ન થાય એ માટે આદર્શ પૂરો પાડવા રવીન્દ્રનાથે આ સસ્થાની સ્થાપના કરી હતી.

આરંભમાં અહીં માત્ર પાચ વિદ્યાર્થી હતા. વિદ્યાર્થી પ્રકૃતિથી વિમુખ ન બને એ આ શાળાનો કેન્દ્રવર્તી ખ્યાલ હતો. સ્વાતંત્ર્ય, સહાનુભૂતિ અને આનંદના વાતાવરણમા વિદ્યાર્થીઓ વિકાસ પામે એવો તેમા પ્રયત્ન હતો. પ્રાચીન ભારતના તપોવનો માટે રવીન્દ્રનાથે આરભથી જ આકર્ષણ અનુભવ્યુ હતું એ તપોવનના આદર્શને મૂર્ત કરવાનો અહીં આશય હતો

આ શાળાની સ્થાપના થયા પછી ઘણા સમય સુધી તો ગુરુદેવ રવીન્દ્રનાથને પોતાના દેશબાધવોએ કઈ સહકાર આપ્યો નહીં. આ

સ્વરૂપની સમ્યાનુ મૂલ્ય સમજી શકે એવા લોકો બહુ થોડા હતા. એ સમયે આપણા દેશના જે શાસકો હતા એ તો ખુલ્લી રીતે આ સંસ્થાનો વિરોધ કરતા હતા. પણ રવીન્દ્રનાથને બળ આપનાર પ્રેરણા તો હતી જ. એમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરે એમને આશીર્વાદ આપ્યા હતા.

આ શાળા ક્યારેય બહુ સદ્ધર સ્થિતિમાં ન હતી. કવિવરની આર્થિક પરિસ્થિતિમાં એમના ઉપર એ એક ભારે બોજરૂપ હતી. આમ છતાં પણ બ્રહ્મબાંધવ ઉપાધ્યાય, સતીશચંદ્ર રૉય, મોહિતચંદ્ર સેન, અજીતકુમાર ચક્રવર્તી, જગદાનંદ રાય, હરિચરણ બંદોપાધ્યાય, વિધુશેખર શાસ્ત્રી, દીનેન્દ્રનાથ ટાગોર, ક્ષિતિમોહન સેન, કાલીમોહન ઘોષ, સંતોષચંદ્ર મજુમદાર, નેપાલચંદ્ર રૉય, અસિતકુમાર હલદર અને એવા બીજા અનેક ખ્યાતનામ વિદ્વાનો રવીન્દ્રનાથને આરંભનાં વર્ષોથી જ સાથીઓ તરીકે મળ્યા હતા.

૧૯૧૨માં રવીન્દ્રનાથ જ્યારે વિદેશયાત્રાએ ગયાં ત્યારે એમણે ભૂતપૂર્વ વિદ્યાર્થીઓનું શાંતિનિકેતન આશ્રમિક સંઘ નામનું મંડળ સ્થાપ્યું. આ મંડળનો હેતુ શાંતિનિકેતન માટે વ્યાપક જનસમુદાયનો સાથ મેળવવા પ્રયાસ કરવાનો હતો. યુરોપમાં રવીન્દ્રનાથ હતા ત્યારે એમને પોતાની સંસ્થા વિશે જગતની પ્રજાઓને પરિચય આપવાની જરૂર જણાઈ. આ જ અરસામાં દીનબન્ધુ એન્ડ્રુઝે તેમજ પિયર્સને આ સંસ્થામાં કામ કરવાની તૈયારી બતાવી. રવીન્દ્રનાથે ભાવપૂર્વક એમનો સ્વીકાર કર્યો. એ શાંતિનિકેતનમાં આવીને વસ્યા અને રવીન્દ્રનાથ ઉપરનો બોજો હળવો કરવા માટે શક્ય તે બધું કરવા લાગ્યા. દીનબંધુ એન્ડ્રુઝ ત્યાં હતા તેથી તો ગાંધીજી અને ગુરુદેવ વચ્ચે સંબંધ રચાયો એ હકીકતની આપણે રવીન્દ્રનાથની જીવનકલામા નોંધ લીધી જ છે.

૧૯૧૪માં કલકત્તામાં 'વિચિત્ર' નામનું એક સાંસ્કારિક તેમજ સાહિત્યિક મંડળ રચાયું. સંસ્થાગત રીતે આ મંડળને શાંતિનિકેતન

સાથે કોઈ સંબંધ ન હતો, પણ શાંતિનિકેતનને લાભ થાય એવી હવા ઉત્પન્ન કરવામાં આ સંસ્થાએ ઘણો મોટો ફાળો આપ્યો છે. 'વિચિત્ર'ના સભ્યોએ શાંતિનિકેતનના વિદ્યાર્થીએ તેમજ કર્મચારીઓ સાથે મળીને રવીન્દ્રનાથની નાટ્યકૃતિ 'ફાલ્ગુની'ને કલકત્તામાં તખ્તા ઉપર રજૂ કરી હતી. વિશ્વભારતીના ઉપક્રમે દેશભરમાં યોજાયેલા ઉત્સવોનો આરંભ આ નાટ્યપ્રયોગથી થયો હતો

દેશનું શિક્ષણ પ્રજાના આર્થિક જીવન સાથે ગાઢ રીતે સંકળાયેલું હોવું જોઈએ એમ રવીન્દ્રનાથ માનતા હતા વધુ સંપૂર્ણ, વધુ સમૃદ્ધ અને વધુ સુખી જીવન આપણાં ગામડાંઓની પ્રજાને મળવું જોઈએ એમ એ માનતા હતા બોલપુર કે જ્યાં શાંતિનિકેતન આવેલું છે એની નજીકના સુરુલ નામના ગામડા પાસે ૨૫ એકર જમીન ખરીદીને એમણે ત્યાં એક મકાન બંધાવ્યું હતું. એ સ્થાન ઉપર પછીથી શ્રીનિકેતન નામની સંસ્થાની સ્થાપના થઈ. ખેતી, ઢોરઉછેર અને ગ્રામપુનર્ઘટનાના એવા અન્ય પ્રયોગો એ સ્થાન ઉપર થતા રહ્યા છે સામાન્ય પ્રજાના જીવનમાં શાંતિનિકેતનનાં વિદ્યાર્થીઓને રસ લેતા કરવામાં આ શ્રીનિકેતને ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે.

૧૯૧૮ ના ડિસેમ્બરમાં જાપાન અને અમેરિકાની લાંબી યાત્રા કરી આવ્યા પછી રવીન્દ્રનાથે પૂર્વના તમામ સંસ્કારપ્રવાહોનું મિલન-સ્થાન બને એવી સંસ્થા વિકસાવવાનો જે મનોરથ એમના મનમાં લાંબા સમયથી ઘોળાતો હતો, એ જાહેરમાં મૂકવાની શરૂઆત કરી. એશિયાના જુદા જુદા દેશોએ જીવન અને પ્રજ્ઞા વિશે જે આદર્શો જગત સમક્ષ ધર્યા છે એને વિકસાવવાનું સ્થાન શાંતિનિકેતન છે એમ એમને લાગવા માંડ્યું હતું. પ્રાચીન વિદ્યા અર્વાચીન અસર સાથે ભળે એ માટેનું સ્થાન પણ એમને એ લાગતું હતું. વિધુશેખર શાસ્ત્રી અને ક્ષિતિમોહન સેન જેવા પ્રકાંડ વિદ્વાનોએ એમને એમની આ વિચારણામાં પૂરો સાથ આપ્યો. પરિણામે વિશ્વભારતીની કલ્પના વિકાસ પામી.

"યત્ર વિશ્વ ભવત્યેકનીડમ્" (જ્યાં સમગ્ર પૃથ્વી એક માળામાં વસે છે) એવો આ સંસ્થાનો ધ્યાનમંત્ર સ્વીકારાયો.

૧૯૧૯માં શાંતિનિકેતનમાં બૌદ્ધ, વૈદિક અને પ્રાચીન સંસ્કૃત સાહિત્યના અભ્યાસની, પાલી અને પ્રાકૃતના અભ્યાસની, તિબેટી, ચીની, જૈન જરથુસ્તી અને ઇસ્લામી અભ્યાસની જોગવાઈ કરવામાં આવી. રવીન્દ્રનાથની કેળવણીની પદ્ધતિમાં કલા અને સંગીતનો સાથ હતો જ. અસિતકુમાર હલદર ત્યાં કલાગુરુ હતા. કલા અને સંગીતનું વધુ વ્યવસ્થિત શિક્ષણ આપવાની દૃષ્ટિથી હવે કલાભવનની સ્થાપના કરવામાં આવી. તેના કલાવિભાગના આચાર્ય નંદલાલ બોઝ બન્યા અને સંગીતવિભાગના આચાર્યો દીનેન્દ્રનાથ ટાગોર અને પંડિત ભીમરાવ શાસ્ત્રી બન્યા.

પહેલા વિશ્વયુદ્ધ પછી રવીન્દ્રનાથે જે વિદેશયાત્રા કરી તેને પરિણામે સમગ્ર વિશ્વના મિલનસ્થાન જેવું વિદ્યાધામ સ્થાપવાની રવીન્દ્રનાથની આકાંક્ષા વધુ સ્પષ્ટ બની. ૧૯૨૧માં જ્યારે આ યાત્રામાંથી રવીન્દ્રનાથ પાછા ફર્યા ત્યારે એમની સમક્ષ ત્રિમુખી કાર્યક્રમ હતો.

(૧) શાંતિનિકેતનમાં પૂર્વના બધા સંસ્કારો વિશે સામાન્ય રીતે અને ભારતમાં ઉદ્ભવેલા સંસ્કારો વિશે વિશેષે કરીને અભ્યાસ કરવાની સગવડો ઉપસ્થિત કરવી,

(૨) સુખી, સંતોષી અને માનવતાપૂર્ણ ગ્રામજીવનનો પાયો નાખવાનો પ્રયાસ શ્રીનિકેતન દ્વારા કરવો,

(૩) સમગ્ર વિશ્વભારતી દ્વારા પૂર્વ અને પશ્ચિમ વચ્ચે, વિવિધ જાતિઓ વચ્ચે અને વિવિધ સંસ્કારો વચ્ચે સુમેળ રચીને આજનું માનવ એકતા સિદ્ધ કરવાનું યુગકર્તવ્ય બજાવવું.

૧૯૨૧ના ડિસેમ્બરમાં વિશ્વભારતીનું વિધિપૂર્વકનું ઉદ્ઘાટન રાજેન્દ્રનાથ શીલના પ્રમુખપદે યોજાયેલા એક સમારંભમાં થયું. એ સમયથી શાંતિનિકેતન એક આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠનું કેન્દ્ર બની રહ્યું છે.

પૂર્વ અને પશ્ચિમના સંસ્કારોનું એ મિલનસ્થાન રહ્યું છે. રવીન્દ્રનાથ કહે છે તેમ "ભારતની જે ચિત્તસમૃદ્ધિ છે તેનું પ્રતિનિધિત્વ વિશ્વભારતી કરે છે. એ સમૃદ્ધિ સૌને માટે છે. પોતાના સંસ્કારનાં શ્રેષ્ઠ તત્ત્વો અન્યને આપવાનું પોતાનું કર્તવ્ય છે અને અન્ય સંસ્કારનાં તત્ત્વો ગ્રહણ કરવાનો પોતાનો અધિકાર છે એમ ભારત માને છે."

વિશ્વભારતીમાં પ્રવૃત્તિનું વૈવિધ્ય વધતુ રહ્યું છે. સૌથી પ્રથમ અતિથિ પ્રાધ્યાપક તરીકે પ્રાચ્યવિદ્યાના વિશ્વવિખ્યાત વિદ્વાન પ્રાધ્યાપક સીલ્વેઇન લેવી આવ્યા હતા. એ પછી તો દુનિયાભરમાંથી પ્રથમ પંક્તિના વિદ્વાનો અહીં અતિથિ પ્રાધ્યાપક તરીકે આવતા રહ્યા છે. ભારતમાંથી પણ પ્રસિદ્ધ કેળવણીકારો, વૈજ્ઞાનિકો, કલાકારો અને બીજા વિદ્વાનો અહીં આવતા રહ્યા છે.

શાંતિનિકેતનની સ્થાપના થઈ ત્યારે વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓનું સહશિક્ષણ આપણા દેશમાં પ્રચલિત થયું ન હતું. રવીન્દ્રનાથની દૃષ્ટિ પ્રગતિલક્ષી હતી એટલે એમણે સહશિક્ષણ આરંભથી જ દાખલ કર્યું હતું. વિદ્યાર્થીઓ માટે શ્રીભવન નામનું જુદું છાત્રાલય ત્યાં સ્થાપ્યું હતુ. વ્યવહારલક્ષી શિક્ષણ અંગેની રવીન્દ્રનાથની દૃષ્ટિ શ્રીનિકેતનમાં મૂર્ત થઈ હતી. શ્રીનિકેતનના વિકાસમાં લીઓનાર્ડ એલ. મહર્સ્ટનો સહકાર ઘણો ઉપયોગી નીવડ્યો હતો.

વિશ્વભારતીને કાનૂની સ્વરૂપ આપવાની આવશ્યકતા થોડા જ સમયમાં દેખાઈ. તેને માટેનું વિધાન સુરેન્દ્રનાથ ટાગોર અને પ્રશાતચંદ્ર મહલાનવીસે તૈયાર કર્યું અને ૧૯૨૨ના મે માં તે કાયદેસર રીતે નોંધાયું. રવીન્દ્રનાથ ટાગોર અને પ્રશાતચંદ્ર મહલાનવીસ આ સસ્થાના પહેલા મંત્રીઓ બન્યા. વિદ્યાસંસ્થાઓની કક્ષાઓ આ પછી પાડવામાં આવી. આરંભની કક્ષાને 'પથભવન' એવું નામ અપાયું. ઉત્તમ કક્ષાની સંસ્થાના બે વિભાગ પડાયા. તેમાંના એક વિભાગમાં પૂર્વના વિવિધ સંસ્કારો અંગે અભ્યાસ અને સંશોધન કરવાની સગવડ રખાઈ. બી

વિભાગને વિદ્યાભવન એવું નામ અપાયું. બીજા વિભાગમાં સ્નાતક કક્ષા સુધીનું ઉચ્ચ શિક્ષણ આપવાની વ્યવસ્થા થઈ. એ વિભાગને શિક્ષાભવન એવું નામ અપાયું. સંગીત અને કલાના વિભાગો ૧૯૩૪માં જુદા પડયા. સંગીતભવન અને કલાભવન એવાં નામ એ બે વિભાગોને અપાયાં. આ પછી ચીનાભવન અને હિંદીભવન નામના બે નવા વિભાગો ઉમેરાયા.

૧૯૨૧ થી ૧૯૪૧ સુધી શ્રીનિકેતને ગ્રામપુનર્ઘટનાના ક્ષેત્રે ઘણી મહત્ત્વની પ્રવૃત્તિ કરી. શિલ્પભવનનો પણ ઘણો વિકાસ થયો. એમાં ઉત્પન્ન થતી ચીજો સૌંદર્યદૃષ્ટિએ તેમજ સત્યદૃષ્ટિએ સર્વત્ર પ્રશંસા પામી. ગ્રંથવિભાગ નામે ઓળખાતા સંસ્થાના પ્રકાશન વિભાગે રવીન્દ્રનાથની કૃતિઓનાં પ્રકાશનનું તેમજ તેમના સંગીતાલેખનનું કામ કર્યું.

૧૯૪૧ના ઑગસ્ટમાં વિશ્વભારતીના પ્રાણ સમા રવીન્દ્રનાથનો દેહાંત થયો. પરિણામે સંસ્થાને ઘણી વિટંબણા અનુભવવી પડી. પ્રસિદ્ધ કલાકાર અવનીન્દ્રનાથ ટાગોરે પોતાનું સ્વાસ્થ્ય સારું ન હોવા છતાં સંસ્થાનાં સૂત્રો હાથ ધર્યાં. રવીન્દ્રનાથના અવસાન પછી ૧૯૧૨ના જુલાઈમાં રવીન્દ્ર-ભવનની સ્થાપના થઈ. આ સંસ્થામાં સંશોધન વિદ્યામંદિર તેમજ સ્મારક પ્રદર્શનના વિભાગો સ્થાપ્યા છે. ૧૯૪૧માં પાયાની કેળવણી અંગે તાલીમ આપવા માટે વિનય ભવન નામની સંસ્થાની સ્થાપના થઈ છે.

૧૯૪૭માં કથળેલા સ્વાસ્થ્યને પરિણામે અવનીન્દ્રનાથે વિશ્વભારતીના આચાર્યનું પદ છોડી દીધું. એમનું સ્થાન શ્રીમતી સરોજિની નાયડુએ લીધું. ૧૯૪૯માં એમનું અવસાન થયું ત્યારે એ સ્થાન શ્રી જવાહરલાલ નહેરુએ લીધું છે.

૧૯૫૧ના મે માં વિશ્વભારતી ભારતીય સંસદના કાયદા દ્વારા સ્વીકૃત યુનિવર્સિટીનું સ્થાન પામી છે. આ સંસ્થા રાષ્ટ્રીય બની અને

સરકારી વહીવટ નીચે આવી એથી તેની વિશિષ્ટતા ચાલી જવાનો ભય ઊભો થયો સસ્નમા આને અગે કાયદો પસાર થયો ત્યારે સરકાર તરફથી એવી ખાતરી આપવામા આવી હતી કે આ સસ્થા પોતાની વિશિષ્ટતા સાચવી રહે તેવી કાળજી રાખવામા આવશે એવી કાળજી રાખવાનો ગમે તેવો સનિષ્ઠ પ્રયાસ થતો હશે તોયે આજની વિશ્વભારતી રવીન્દ્રનાથની વિશ્વભારતી રહી છે એમ કહી શકાય તેમ નથી. રવીન્દ્રનાથની પ્રકૃતિનિષ્ઠા, રવીન્દ્રનાથની સ્વાતત્ર્યનિષ્ઠા અને રવીન્દ્રનાથની માનવ્યનિષ્ઠાના દર્શન એ હતા ત્યારે જેવા થતા હતા તેવાં આજે થતા નથી.

વિશ્વભારતીની અને શાંતિનિકેતનની વિશિષ્ટતા તેના ઉત્સવોમાં દેખાય છે રવીન્દ્રનાથે કહ્યુ છે કે, " પ્રકૃતિ પોતે જ્યારે પોતાનો સદેશ મોકલે છે ત્યારે આપણે એની શક્તિનો સ્વીકાર કરવો જોઈએ વર્ષાનુ ચુબન જ્યારે વૃક્ષોના હૃદયને પુલકિત કરે છે ત્યારે જો આપણે ગણીતના કોયડાઓમા લક્ષ પરોવી રાખીએ તો આપણે અપરાધી છીએ, અપવિત્ર છીએ" આવી દૃષ્ટિ એમની હતી તેથી રવીન્દ્રનાથે વિશ્વભારતીમા અને શાંતિનિકેતનમાં ઋતુ ઋતુના ઉત્સવો યોજ્યા ને પ્રકૃતિનું સાંનિધ્ય વિદ્યાર્થીઓ પામે એવી વ્યવસ્થા કરી હતી પ્રકૃતિનુ એવુ સાંનિધ્ય પામીને વિદ્યાર્થીઓ એની સમૃદ્ધિનો અનુભવ કરે અને પોતાની સૌન્દર્યદૃષ્ટિ વિકસાવે એવી તેમની ભાવના હતી

વિશ્વભારતીનો આ મિતાક્ષરી પરિચય થયો વિશ્વભારતીના હેતુઓ તો આપણે રવીન્દ્રનાથના શબ્દોમા જ અહીં મૂકીએ :

" વિવિધ દૃષ્ટિબિંદુથી સત્યના વિવિધ સ્વરૂપોનો સાક્ષાત્કાર કરતા માનવચિત્તનો અભ્યાસ કરવો

પાયાની એકતાને અનુલક્ષીને પૂર્વના વિવિધ સરકારોનો શાંત ચિત્તે અભ્યાસ કરીને અને તેનુ સશોધન કરીને તેમને પરસ્પરના નિ[illegible]ના [illegible] પર્ક[illegible] [illegible]વવા

એશિયાના જીવન અને વિચારની એકતાના દષ્ટિબિંદુને સ્વીકારીને પશ્ચિમ સાથે સંપર્ક સાધવો

પૂર્વ અને પશ્ચિમના મિલનનો સાક્ષાત્કાર અધ્યયનની મૈત્રી દ્વારા પામવાનો પ્રયત્ન કરવો, અને પૃથ્વીનાં બે ભૂમિક અંગો વચ્ચે વિચારોના મુક્ત વિનિમયની સ્થાપના કરીને વિશ્વશાંતિની સ્થાપના માટેની પાયાની શરતોને સુદૃઢ બનાવવી

અને આ આદર્શોને લક્ષમાં રાખીને શાંતિનિકેતનમાં ધર્મ, સાહિત્ય, ઇતિહાસ, હિંદુ, બૌદ્ધ, જૈન, ઇસ્લામી, શિખ, ખ્રિસ્તી અને બીજી સંસ્કૃતિઓના વિજ્ઞાન તેમજ કલા અંગે અભ્યાસ તેમજ સંશોધન કરવાની સાથે સાથે પશ્ચિમના સંસ્કાર નો પણ અભ્યાસ કરવો પૂર્વ અને પશ્ચિમના દેશોના વિચારકો તેમજ વિદ્વાનો વચ્ચે મૈત્રી અને સહકારની સ્થાપના થાય એ માટે જરૂરી સાચા આધ્યાત્મિક સાક્ષાત્કારની ભૂમિકા બને એવી બાહ્ય જીવનની સાદાઈ નો સ્વીકાર કરવો. જાતિ, રાષ્ટ્રીયતા, કોમ કે ધર્મના વિરોધોથી મુક્ત રહેવું."

રવીન્દ્રનાથની કેળવણીની દૃષ્ટિ આ હેતુઓમાં પૂરેપૂરી મુકાઈ ગઈ છે એ જ દૃષ્ટિ એમણે કાવ્યસ્વરૂપે 'શાંતિનિકેતન' ગીતમાં વ્યક્ત કરી છે એ ગીત મૂળ બંગાળીમાં અહીં આપીએ.

"આમાદેર શાન્તિનિકેતન
আমাদের সব হতে আপন
તાર આકાશ ભરা કোলে
মোদের દোলে হৃদয় দোলে
মোরা বারে বারে দেখি তারে নিত্য

মোদের তরু মূলের মেলা
মোদের খোলা মোদের খেলা
মোদের নীল গগনে সোহাগ মাখা সকাল

મોદેર શાલેર છાયાબીથિ
બાઝાર વનેર ફલગીતિ
સદાઈ તાહાર નાચે મેતે આછે આમલકી કાનન

આમરા જે થાય મરિ ઘૂરે
સે જે ના જાય કભૂ દૂરે
મોદેર મનેર માઝે પ્રેમેર સેતાર બાધા જે તાર સૂરે

મોદેર પ્રાનેર સગે પ્રાણે
સે જે મિલિયે છે એકતાને
મોદેર ભાઈ યેર સગે કે જે સે કરે છે એક મન."

અમારું શાંતિનિકેતન અમારું પોતાનું છે. અમારા હૃદયનું એ પ્રેમભાજન છે. એના હાયઝોલે અમારાં સ્વપ્નો ઝૂલે છે. એ અમારું પોતાનું છે અને અમારા હૃદયનું પ્રેમભાજન છે એથી તો જ્યારે જ્યારે અમે એના તરફ દૃષ્ટિ માંડીએ છીએ ત્યારે ત્યારે અમે અવનવો પ્રેમ અનુભવીએ છીએ.

એનાં વૃક્ષોની છાયામાં, એના ખુલ્લા આકાશની મુક્તિમાં અમે મળીએ છીએ એનું પ્રભાત આવે છે અને એની સધ્યા આવે છે ત્યારે એ અમારું પોતાનું જ છે અને અમારા હૃદયનું પ્રેમભાજન છે એવી પ્રતીતિ આપતા સ્વર્ગનાં ચુંબન એ વરસાવે છે.

ઘટાઓની એની છાયામાં વૃક્ષોનો ધીમો રવ સભળાય છે; તેના આમલકી કાનનમા પર્ણોનો આનંદ-વિલ્લોર સંભળાય છે. એ અમારામા વસે છે અને અમારી આસપાસ વસે છે. ભલે અમે દૂર દૂર ભમતાં હોઈએ તોયે; સગીતમાં અમને એકત્ર કરીને પોતાની અગુલિથી અમારા પ્રેમના તાર ઝણઝણાવીને એ અમારા હૃદયનું ગીત ગૂથે છે અને તેથી અમે સદાયે એ અમારું પોતાનું છે અને અમારા હૃદયનું પ્રેમભાજન છે એવી અનુભૂતિનું સ્મરણ કરતાં રહીએ છીએ.

ઈ. સ. ૧૯૧૨માં યુનાઈટેડ સ્ટેટ્સના શિકાગો નગરમાં હેરિયેટ મનરો નામની કવયિત્રીએ " પોએટ્રી : એ મેગેઝિન ઑફ વર્સ " ( કવિતા : પદ્યરચનાઓનુ સામયિક ) એવા નામનુ એક માસિક શરૂ કર્યું. એ માસિક સાથે સંકળાએલાં કવિ-વર્તુળમાં એઝરા પાઉન્ડ નામના એક કવિ હતા. એ કવિ લંડનમાં રવીન્દ્રનાથે જ્યારે ગીતાંજલિનાં પોતાનાં કાવ્યોનો પોતે કરેલો અનુવાદ થોડાક કવિઓ સમક્ષ વાચ્યો ત્યારે ઉપસ્થિત હતા. એમણે રવીન્દ્રનાથ પાસે એ કાવ્યોમાંનાં કેટલાંક કાવ્યો " પોએટ્રી "માં પ્રસિદ્ધ કરવાની સંમતિ માગી. એમની એ સંમતિ મળી પણ ખરી. એ રીતે એ માસિકના ૧૯૧૨ના ડિસેમ્બરના અંકમાં રવીન્દ્રનાથનાં છ કાવ્યો છપાયાં. યુનાઈટેડ સ્ટેટ્સમાં અને યુરોપમાં રવીન્દ્રનાથનાં કાવ્યો તરફ સાહિત્યરસિકોનુ લક્ષ ખેચવાનુ કર્તવ્ય પ્રમુખતઃ આ રીતે એ માસિકે બજાવ્યુ. એને પરિણામે રવીન્દ્રનાથને નોબેલ પારિતોષિક મળ્યુ

નોબેલ પારિતોષિક મળ્યા પહેલાં રવીન્દ્રનાથ યુનાઈટેડ સ્ટેટ્સમાં ગયા હતા ત્યારે તો હજી એમનાં કાવ્યો " પોએટ્રી "માં પ્રસિદ્ધ પણ થયાં ન હતાં. અમેરિકાના આ પ્રવાસ દરમિયાન " પોએટ્રી "ના સંપાદક હેરિયેટ મનરોને ત્યા રવીન્દ્રનાથ ગયા હતા. એ પ્રસગે એ કવયિત્રીના ચિત્ત ઉપર એમની જે છાપ પડી તેને વિશે એ કવયિત્રીએ લખ્યુ. તેણે લખ્યું છે : " નૂતન વર્ષ પછી તરત જ શ્રી ટાગોર એમના પુત્ર અને આકર્ષક પુત્રવધૂ સાથે અમારે ત્યા આવ્યા હતા. એ પછીના દિવસોમાં ત્રણ કે ચાર વાર એમણે અમારી મુલાકાત લીધી હતી. એમને નોબેલ પારિતોષિક અપાયું એ પહેલાંનુ આ વર્ષ હતું; એટલે

એ વિખ્યાતિને પરિણામે અપ્રાપ્ય બની ગયેલા ન હતા. જનસમાજની જિજ્ઞાસાના ધોધાટથી મુક્ત રીતે કવિનો પરિચય પામવાની અમને તક મળી હતી. શ્રીમતી મૂદીના બેઠકખંડમાં બંગાળીમાં ગીતગાન સાંભળતાં અથવા તો તેના અંગ્રેજી અવતારનું પઠન સાંભળતાં અમે સાંજ વીતાવતાં અને પ્રાચીન કાળના પૂર્વના કોઈ મહર્ષિના સાંનિધ્યે બેસીને જાણે વિનાસ કોએ એ સૌન્દર્યનો સાક્ષાત્કાર કરાવતા હોય એવો અનુભવ અમે પામતાં."

રવીન્દ્રનાથ ઠાકુરનું હેરિયેટ મનરોએ આ ચિત્રમાં યથાર્થ મૂલ્યાંકન આપ્યું છે અને તે એવે સમયે આપ્યું છે કે જ્યારે એમના સાચા સ્વરૂપને કોઈ યથાર્થ રીતે સમજ્યા ન હતા.

હેરિયેટ મનરોએ રવીન્દ્રનાથને પ્રાચીન પૂર્વના ઋષિ કહ્યા છે. ઋષિ એટલે માત્ર કવિ નહિ, પણ એવા કવિ કે જે આર્ષદર્શન આપીને ભૂત, વર્તમાન અને ભાવિનું સાતત્યમય આલેખન કરીને માનવ અને તેના સમાજને ઉપકારક બનાવનારું મૌલિક દર્શન પ્રગટાવે. રવીન્દ્રનાથનું સમગ્ર જીવન, સમગ્ર સર્જન અને પરિપક્વ દર્શન જોતાં એ ઋષિ હતા એમ કહીને જ એમની સાચી ઓળખાણ આપી શકાય.

રવીન્દ્રનાથના દેહનું દર્શન કરતાં એ પ્રભાવ પાડે એવા હતા. એમનો સ્વર શાંત હતો. એમના હાવભાવ તાલબદ્ધ હતા : એમની તેજસ્વી ઘેરી ભૂરી આંખોમાંથી કિરણો ફૂટતાં. રવીન્દ્રનાથની સમીપે જઈએ ત્યારે જાણે કોઈ પવિત્ર સ્થાનમાં આવ્યા હોઈએ અને વિવેકનિયંત્રિત શબ્દોમાં જેમ બોલીએ એમ બોલવાની જ વૃત્તિ થતી. એમના સાંનિધ્યે થોડી વાર રહીએ ત્યારે એ સૌમ્ય દેખાવ પાછળ જે કારુણ્યનો ભાવ હતો તેનો અનુભવ આપણે પામીએ.

એમનાં કાવ્યોમાં આપણને સત્યનું દર્શન પામવા માટેની સાધના કરતા વેદના ઋષિના મંત્રોચ્ચારના પ્રતિઘોષ સંભળાયા વિના ન રહે.

રવીન્દ્રનાથ ઘણી વાર એક રૂપકકથા કહેતા હતા એકવા એક કોમળ સુદર શિશુ રુદન કરતો કરતો બ્રહ્મા પાસે ગયો તેણે કહ્યુ : " ભગવાન, બધા જ જીવો મારુ ભક્ષણ કરવાને તત્પર થયેલા હુ કેમ જોઉ છુ ?" અને બ્રહ્માએ ઉત્તર આપ્યો " પુત્ર, હુ આ પરિસ્થિતિમા અસહાય છુ. હુ પોતે પણ જ્યારે તારા ઉપર દૃષ્ટિ મડુ છુ ત્યારે મનેયે તારો કોળિયો કરી જવાનુ મન થઈ આવે છે "

આ રૂપકકથા પાછળ સર્જનનુ અને વિસર્જનનુ મહાસત્ય ઉચ્ચારે છે

માનવતાના ભાવિના નિર્ણાયક સક્રાન્તિ કાળમા રવીન્દ્રનાથ આવ્યા છે એ સક્રાન્તિ કાળે ભુલભુલામણીમાંથી પ્રજાઓને માર્ગ બતાવવા એ આવ્યા છે એટલે તો એમના કાવ્યમા પ્રેરણાનુ તત્ત્વ વિશેષ છે એટલે તો અર્વાચીન યુગના ભારતીય પચાયતનમાં–સ્વામી વિવેકાનંદ, અરવિંદ ઘોષ, ગાંધી અને રાધાકૃષ્ણનની સાથે–એમનુ સ્થાન છે

રવીન્દ્રનાથના સાહિત્ય–સર્જનનો આરભ ૧૮૮૦ પછી થયો એમ કહેવામાં યથાર્થતા છે ભારતીય પુનરુત્થાનનો આરભ પણ એ જ સમયે થયો છે એમની આરભની કૃતિઓમા પણ પુનરુત્થાનની ભાવના મૂર્ત બનેલી આપણે જોઈએ છીએ એ કાળે અને એ પછીના કાળે ભારતીય અસ્મિતા જે સ્વરૂપે પ્રકટી તેના તે ઉદ્ગાતા બન્યા છે એટલેથી જ એ અટક્યા નથી એ જગતની તમામ પરાધીન પ્રજાઓના પક્ષે રહ્યા છે અને તો એ મનુષ્યના સનાતન ભાવોની દીપ્તિ પોતાના સર્જનમા પ્રગટાવતા ગયા અને એ રીતે વિશ્વમાનવના ઉદ્ગાતા બન્યા

ભગવદ્ગીતામા ભગવાને કહ્યું છે કે, દ્રષ્ટાઓ મુનિ હોય છે અથવા કવિ હોય છે આવા કવિના સર્વોચ્ચ અર્થ અનુસાર રવીન્દ્રનાથ અર્વાચીન જગતના કવિ હતા રવીન્દ્રનાથની ષષ્ઠીપૂર્તિ ઉજવાઈ ત્યારે 'રવીન્દ્ર સુવર્ણ ગ્રથ' નામનો એક અજલિ–ગ્રથ પ્રસિદ્ધ થયો હતો એમા એનેસાકી નામના એક વિદેશી કવિએ રવીન્દ્રનાથને અજલિ આપતા

જે કાવ્ય લખ્યું હતું તેમા અન્યત્ર ક્યાયે નથી એવી રવીન્દ્ર–વ્યાખ્યા છે. એ કવિએ કહ્યું છે :

" જુઓ ! પ્રકાશનું કિરણ,
હિમાલયના શિખર પર ચમકતી સુવર્ણ આભા !
કોને સંદેહ છે કે, આખરે એ ગંગાના પ્રદેશોમાં ફરી નહિ વળે ?

ઊગતા સૂર્યના પ્રથમ કરસ્પર્શથી ઉત્તેજિત થઈને પુંડરિક પોતાનાં દલ ખોલે છે.

એની પ્રભા ને એના પરિમલમાં સ્વર્ગનો નિવાસ છે."

એટલે રવીન્દ્રનાથ પ્રચંડ મનોઘટનાશાળી પુરુષ હતા. મધ્યકાલીન અને અર્વાચીન સંસ્કૃતિના, પાશ્ચાત્ય અને પૌર્વાત્ય સંસ્કૃતિના મિલનસ્થાન ઉપર ઊભા રહીને એમણે અવલોકન કર્યું હતું. ઉપનિષદની ભાવના એમણે આત્મસાત્ કરી હતી. સંતકવિઓની ભક્તિભાવનામાં એ તરબોળ બન્યા હતા. પ્રકૃતિ સાથેના તાદાત્મ્યનો અનુભવ એ પામ્યા હતા. કેળવણીનો સક્રિય પ્રયોગ એમણે ફેલાવ્યો હતો અને જાણે "ચરનવૈગધુવિન્દતિ"ના મંત્રને ચરિતાર્થ કરતા હોય એમ વિશ્વયાત્રાઓ એમણે કરી હતી.

આ બધાને અંતે એ પ્રજાઓના વૈવિધ્યનું ઐકય માનવતા દ્વારા સિદ્ધ કરવાનો પુરુષાર્થ કરતા થયા હતા. એમણે કહ્યું છે : "ગુલાબનું જીવનકર્તવ્ય ખીલવાનું છે. એ ખીલે છે ત્યારે તેની પાંખડીઓનું વૈવિધ્ય નિઃસંદેહ પ્રગટે છે. એવી જ રીતે માનવતાનું ગુલાબ પણ એમાની પ્રજાઓ પરિપૂર્ણ રીતે પોતાનાં લક્ષણોને સંપૂર્ણતાએ પહોંચાડે ત્યારે જ ખીલે એ પછી પણ સમગ્ર માનવતાના ભ્રાતૃભાવના ચળમાં તો એકત્વને પામે જ છે." રવીન્દ્રનાથની આ ભાવના એમના એક પ્રસિદ્ધ કાવ્યમાં મૂર્ત થયેલી આપણે જોઈએ છીએ :

"જ્યાં ચિત્ત નિર્ભય છે અને મસ્તક ઉન્નત છે,

જ્યાં જ્ઞાન મુક્ત છે;

સાંકડી સ્થાનિક દીવાલોથી જ્યાં જગતમાં ભેદ સર્જાયો નથી;

જ્યાં શબ્દો સત્યના ઊંડાણમાંથી જન્મે છે;

જ્યાં પૂર્ણતા પામવા માટેની અવિરત સાધના ચાલે છે;

જ્યાં નિર્જીવ પ્રણાલિકાના રણમાં તર્કનો શુદ્ધ પ્રવાહ સુકાઈ ગયો નથી;

જ્યાં નિત્ય વિકસતા વિચાર અને પુરુષાર્થ તરફ ચિત્તને તું દોરી જાય છે;

એવા મુક્તિના સ્વર્ગમાં, હે પિતા, મારી માતૃભૂમિને તું જાગ્રત કરજે."

રવીન્દ્રનાથનું જીવનદર્શન સ્પષ્ટ હતું. જીવનના અસ્તિત્વને ટકાવવા માટે જે પુરુષાર્થ કર્યા વિના ચાલે તેમ નથી તે પુરુષાર્થ માટેનાં પ્રેરણા અને બળ આપણને આપણી ઊર્મિઓ આપે છે એમ એ માનતા. મનુષ્ય અને માનવેતર પ્રાણીઓ આ પુરુષાર્થ પૂરતા તો સમાન છે. પણ મનુષ્ય એની ઊર્મિનું જે અનુસંધાન પ્રવૃત્તિ સાથે છે તેને વિખૂટું પાડીને તેને પોતાની કલ્પના સાથે જોડી શકે છે. સામાન્ય રીતે ઊર્મિ અને પ્રવૃત્તિ વચ્ચેનું અનુસંધાન છે તેની પ્રતીતિ આપણને હોતી નથી. એવી પ્રતીતિ આપણે પામીએ અને એ પામીને આપણા સાચા સ્વરૂપને સમજીએ એ આપણી માનવતાના વિકાસ માટે જરૂરી છે. એવા આત્મસાક્ષાત્કાર માટેની વૃત્તિમાંથી અને એને માટેના પુરુષાર્થમાંથી કલા પ્રગટે છે. ભારતીય રસશાસ્ત્રની માન્યતા રવીન્દ્રનાથ સ્વીકારે છે. પણ એ એનાથી આગળ જાય છે. એ વૈયક્તિક ભાવનામાંથી કલા પ્રગટે છે એમ સ્વીકારે છે, પણ વધુ ઉન્નત કલા તો સામાજિક

ચિત્તના અથવા સાર્વત્રિક ચિત્તના ભાવોનું પ્રાકટ્ય કરી શકે એ જ છે એમ એ માને છે. એટલે કે કવિ સમગ્ર માનવ્યનો સાક્ષાત્કાર કરવા મથે ત્યારે જ એ સાચું કવિ-કર્તવ્ય બજાવે છે એમ રવીન્દ્રનાથ માને છે. રવીન્દ્રનાથની આ માન્યતા એમના અનેક નિબંધોમાં મુકાયેલી છે

સત્યનો સાક્ષાત્કાર સર્જનાત્મક પુરુષાર્થ દ્વારા જ થઈ શકે અને એ સર્જનાત્મક પુરુષાર્થ સામાજિક પુરુષાર્થ હોવો જોઈએ એમ રવીન્દ્રનાથ કહે છે. સર્જન દ્વારા મનુષ્ય સત્ય પ્રકટાવે છે. એ પ્રાકટ્ય દ્વારા એ સત્યનો એ સાક્ષાત્કાર કરે છે. મનુષ્યની માનવતાનુ સૌથી વધુ વિકસિત સ્વરૂપ તેની સમાજરચનાની ભાવના છે. એ સમાજરચનામાથી જ એ પોતાની માનવતાનો સાક્ષાત્કાર કરી શકે છે; એટલે આ સંસાર અને આ સમાજમા જે સનાતન સગીતપૂર્ણ સૌંદર્ય છે એની આરાધના એ જ કવિનો સાચો ધર્મ છે એમ રવીન્દ્રનાથે કહ્યું છે.

રવીન્દ્રનાથે પોતાનું દર્શન દર્શનશાસ્ત્રની પરિભાષામાં આપ્યુ નથી. એમણે એ દર્શન કાવ્ય દ્વારા આપ્યુ છે. પ્રસિદ્ધ અગ્રેજ કવિ શેલીના પત્નીએ નોધ્યુ છે કે, શેલી જ્યારે યૌવનના ઉબરે પ્રવેશતો હતો ત્યારે એના મનમા મથન ચાલ્યું હતુ: જીવનકાર્ય તરીકે શાની પસંદગી કરવી? દર્શનશાસ્ત્રની કે કાવ્યની? તેણે પસંદગી તો કાવ્યની કરી, પણ, તેથી કંઈ દર્શનશાસ્ત્રનો ત્યાગ કર્યો નહિ. એને લાગ્યું કે, એ જે આર્ષદર્શન પ્રગટાવવા માગતો હતો તેનું યથાર્થ વાહન કાવ્ય જ બની શકે એમ છે એટલે જ એણે કાવ્યને પોતાના જીવનધર્મ લેખે સ્વીકાર્યું. રવીન્દ્રનાથ વિશે પણ આવુ જ થયું છે.

'દર્શનશાસ્ત્ર અનુભવની પ્રતીતિ કાવ્ય જેટલી સચોટતાથી આપી શકે જ નહિ સિદ્ધાંતનિષ્ઠ દર્શનશાસ્ત્રની ભાષાથી એની ભાષા જુદી છે. શુષ્ક ચિંતનને સ્થાને કવિ ભાવપ્રતીકો યોજે છે. માનવ-પ્રવૃત્તિ

વિશે અથવા જગતના સૌન્દર્ય વિશે કવિ જ્યારે વાત કરે છે ત્યારે એ ભાવપ્રતીકો યોજીને જ કરે છે.

સાચા દર્શનશાસ્ત્રે તો વાસ્તવિક જગતનો સ્વીકાર કરવો જ રહે. એ વાસ્તવિક જગત માનવજીવનના અર્થને પ્રગટાવનારું હોય છે. રવીન્દ્રનાથ એટલે જ વાસ્તવિક જગતથી દૂર નાસી જતા નથી, પણ એ એનું વધુ ઊંડાણથી અવગાહન કરવા મથે છે. સત્યનો સાક્ષાત્કાર વાસ્તવિકતાની અવગણના કરીને થઈ શકે નહિ એમ એ માને છે.

"હું સ્વભાવથી કવિ છું, પણ મારા ભાવિનું નિયંત્રણ કરનાર ગ્રહની અસર મને વ્યવહારાભિમુખ બનાવે છે એમ રવીન્દ્રનાથે કહ્યું છે. પરિણામે ચંદ્રમહેલમાં વસીને જ સાહિત્યનું સર્જન થઈ શકે એવું માનનારાઓની અવગણના કરીને પણ રવીન્દ્રનાથે ભારતીય જીવનનાં ઉપેક્ષિત પાસાંઓને પોતાનાં કાવ્યોમાં આલેખ્યાં છે. એ પુરાણવાદી મનોદશાનો વિરોધ કરે છે. એ પ્રણાલિકાવાદી વિચારનું ખંડન કરે છે. ભારત આધ્યાત્મિક છે અને યુરોપ જડવાદી છે એવા મંતવ્યનો એ સ્વીકાર કરતા નથી એ તો એમ કહે છે કે, યુરોપે જે ભૌતિક પ્રગતિ સાધી છે તેના મૂળમા તેનુ સાસ્કૃતિક બળ છે પ્રાચીન ગ્રીસના કે અર્વાચીન યુરોપના મહાન કવિઓ અને મહાદાર્શનિકોના પ્રદાનનો એમણે મુક્ત મને સ્વીકાર કર્યો છે

જાણે ભારતીય સસ્કૃતિને રવીન્દ્રનાથ પોતાની સાથે વિશ્વયાત્રાએ લઈ ગયા છે અને વિશ્વભરના સસ્કાર એ પોતાની સાથે ભારતમાં લાવ્યા છે. પ્રકૃતિ, વિજ્ઞાન, માનવજીવન અને અનુભવમાથી કલ્પનાપૂર્ણ સત્યનું દર્શન કરવાની રવીન્દ્રનાથની શક્તિ અસામાન્ય હતી.

રવીન્દ્રનાથ અનિષ્ટ માત્રના વિરોધી હતા. અનિષ્ટનું એ ખડન કરતા. પણ એ અનિષ્ટ માટે એ કોઈ આખી પ્રજાને અપરાધી લેખતા નહિ. ભારતીય સ્વાતંત્ર્ય માટે લડતા ત્યારે એ બ્રિટિશ સામ્રાજ્યવાદનું ખંડન અવશ્ય કરતા, પણ તેથી બ્રિટનની પ્રજામાંથી જે

પ્રતિભાવંત ક્રાન્તદર્શી મહાજનો પ્રકટયા છે તેની મહત્તાની ત્યારેય અવગણના ન કરતા

રવીન્દ્રનાથે પોતાની ઓળખાણ પોતે વિચિનના દૂત છે એમ કહીને આપી છે એમ કહેવા પાછળ એમનો આશય એ છે કે, બધા પ્રકારના અનુભવોમાથી જ્ઞાન મેળવીને તે જ્ઞાનનો પ્રસાર કરવાનો એમનો આશય છે આપણે એમને એ સ્વરૂપે ઓળખ્યા નથી. આપણે એમને કવિ અને કલાકાર લેખે સન્માન્યા છે. એમના ગીતો આપણે ગાયાં છે, એમના નાટકો આપણે ભજવ્યા છે. એમના નામે આપણે ઉત્સવો યોજ્યા છે. પણ અવિરત કર્મયોગી લેખે, વાસ્તવવાદી લેખે, સામાજિક ન્યાયના પુરસ્કર્તા એવા એક ક્રાન્તિકારી ચિંતક લેખે અને સૌથી વિશેષ તો માનવનાના પરમ આરાધક લેખે આપણે એમને ઓળખીએ અને એ રીતે સૌ એમને ઓળખે એવો આગ્રહ ધરીએ એ જરૂરી છે એ સાચા રવીન્દ્રનાથનો જીવનસંદેશ આપતુ એમનું એક ગીત છે. શ્રી કરસનદાસ માણેક એ ગીતનો જે અનુવાદ કર્યો છે તેમાથી મહત્ત્વની પંક્તિઓ અહી આપીએ:

જીવનલીલા વિરાટ લહેરે પૃથ્વીને પાટ
નદીઓને ઘાટ ઘાટ નગરો રોપાણાં,
માનવના વિવિધ ખેલ, હળ ને ખાડાના ખેલ
લક્ષ્મીની રેલછેલ : ફળદરના થાણા !

સાગર લહરી અપાર, ગિરિ
રણના પ્યાસી પથાર,
મહોર્યો સૃષ્ટિનો બાગ :
મારા

ઊભો માનવ સુદૂર! દેશકાળના ક્ષિતિજ પાર,
પરસે નવ આત્મપૂર એનાં પુરાણા :
એનાં અંતર-દુવાર ઊઘડે ઘડીક લગાર,
હોય જો પ્રેમ-પારાવાર કેરા આણાં !

ધરતીના ખેડનાર, સાગર ઉલેચનાર,
જગને જમાડનાર શ્રમથી ભીંજાણા;
કીર્તિને કેદ-ખૂણે ઊભા, મેં, ઉર ઊણે,
દૂરથી જ ઝંખ્યાં, એ જીવનનાં ચાણાં !

મેં તો જીવનકિનાર ગાઈ છે વાર વાર
ભીતરનાં દ્વાર હુંથી ખોલ્યાં નવ ખૂલ્યાં;
મારાં ગીતોની છાબ શબ્દોથી લબ્બદાબ :
સસ્તા અસબાબ એમાં ફાલ્યાં ને ફૂલ્યાં !

છેડી તરજો હજાર, પલટી વિધવિધ પ્રકાર :
કદમો લાચાર મારા ઉંબરમાં ઝૂલ્યાં !
જીવનવિહોણાં ગાન ગાયાનાં શાં ગુમાન :
નિષ્ફળતાનાં નિશાન દેખું હું ઝૂલ્યાં !

આવો કોઈ નવજવાન, ગાઓ ધરતીનાં ગાનઃ
જનતા કેરી જબાન બનવા કો' આવો !
ખેતી કરતા કિસાન સંગે બની એકતાન,
ધરતીની ધૂળ, આભ-વાદળ બિરદાવો !

છેટા, સફેદપોશ ! કાલા શબ્દોના જોશ,
નકલી કરુણા ને રોષ રોતા શરમાઓ !
નવતર જીવનના રંગ ગાવા હોયે ઉમંગ
ધરતીના ધૂળ સંગ કાયા ધરબાવો !

પ્રતિભાવંત ક્રાન્તદર્શી મહાજનો પ્રકટ્યા છે તેની મહત્તાની ત્યારેય અવગણના ન કરતા.

રવીન્દ્રનાથે પોતાની ઓળખાણ પોતે વિચિત્રના દૂત છે એમ કહીને આપી છે. એમ કહેવા પાછળ એમનો આશય એ છે કે, બધા પ્રકારના અનુભવોમાંથી જ્ઞાન મેળવીને તે જ્ઞાનનો પ્રસાર કરવાનો એમનો આશય છે. આપણે એમને એ સ્વરૂપે ઓળખ્યા નથી. આપણે એમને કવિ અને કલાકાર લેખે સન્માન્યા છે. એમનાં ગીતો આપણે ગાયાં છે, એમનાં નાટકો આપણે ભજવ્યાં છે. એમના નામે આપણે ઉત્સવો યોજ્યા છે. પણ અવિરત કર્મયોગી લેખે, વાસ્તવવાદી લેખે, સામાજિક ન્યાયના પુરસ્કર્તા એવા એક ક્રાન્તિકારી ચિંતક લેખે અને સૌથી વિશેષ તો માનવતાના પરમ આરાધક લેખે આપણે એમને ઓળખીએ અને એ રીતે સૌ એમને ઓળખે એવો આગ્રહ ધરીએ એ જરૂરી છે. એ સાચા રવીન્દ્રનાથનો જીવનસંદેશ આપતું એમનું એક ગીત છે. શ્રી કરસનદાસ માણેકે એ ગીતનો જે અનુવાદ કર્યો છે તેમાંથી મહત્ત્વની પંક્તિઓ અહીં આપીએ :

જીવનલીલા વિરાટ લહેરે પૃથ્વીને પાટ:
નદીઓને ઘાટ ઘાટ નગરો રોપાણાં,
માનવના વિવિધ ખેલ : હળ ને ખાંડાના ખેલ:
લક્ષ્મીની રેલછેલ : દળદરનાં થાણાં !

સાગર લહરી અપાર, ગિરિઓની દુર્ગહાર,
રણના પ્યાસી પથાર, ઝરણાંનાં ગાણાં:
મહોર્યો સૃષ્ટિનો બાગ : બુદ્ધિ પામે ન તાગ:
પીતાં સુહાગ મારા પ્રાણ ના ધરાણા !

ઊભો માનવ સુદૂર! દેશકાળના ફિતૂર,
પરસે નવ આત્મપૂર એનાં પુરાણાં:
એનાં અંતર-દુવાર ઊઘડે ઘડીકે લગાર,
હોય જો પ્રેમ-પારાવાર કેરાં આણાં!

ધરતીના ખેડનાર, સાગર ઉલેચનાર,
જગને જમાડનાર શ્રમથી ભીંજાણાં;
કીર્તિને કેદ-ખૂણે ઊભા, મેં, ઉર ઊણે,
દૂરથી જ ઝંખ્યાં, એ જીવનનાં થાણાં!

મેં તો જીવનકિનાર ગાઈ છે વાર વાર
ભીતરનાં દ્વાર હું થી ખોલ્યાં નવ ખૂલ્યાં;
મારાં ગીતોની છાબ શબ્દોથી લબદાબ:
સસ્તાં અરમાબ એમાં ફાલ્યાં ને ફૂલ્યાં!

છેડી તરજો હજાર, પલટી વિધવિધ પ્રકાર:
કદમો લાચાર મારા ઉંબરમાં ડૂલ્યાં!
જીવનવિહોણાં ગાન ગાયાનાં શાં ગુમાન:
નિષ્ફળતાનાં નિશાન દેખું હું ઝૂલ્યાં!

આવો કોઈ નવજવાન, ગાઓ ધરતીનાં ગાન:
જનતા કેરી જબાન બનવા કો' આવો!
ખેતી કરતા કિસાન સંગે બની એકતાન,
ધરતીની ધૂળ, આભ-વાદળ બિરદાવો!

છેટા, સફેદ-પોશ! ઠાલા શબ્દોના જોશ,
નકલી કરુણા ને રોષ રોતાં શરમાઓ!
નવતર જીવનના રંગ ગાવા હોયે ઉમંગ
ધરતીના ધૂળ સંગ કાયા ઘસાવો!

આવો સૌ વાણીવંત, ગાઓ ગીતો સુછંદ:
છન્દોમાં લોકવૃન્દ — પડછંદા ગાઓ !
આવો નવતર-જવાન, છોડી જુનવાણી તાન
મૂંગી ધરતીને વાણી-વાઘા પહેરાવો !

સુખ ને દુઃખની જમાત, ઊભી યુગોથી તાત,
આતમને એની વાત સુણવી, સુણાવો !
આવો કવિ ઓર કોઈ, શાયર શિર-મોર કોઈ,
મૂંગી મહેફિલો માનવીની રણઝણાવો !

## રવીન્દ્ર-જીવન : સમયસૂચિ

જન્મ : ૧૮૬૧, મે, તા. ૮ (કલકત્તા—તા ૭ની મધરાતે અઢી વાગે.)

પિતા : મહર્ષિ દેવેન્દ્રનાથ. માતા : શારદાદેવી.

૧૮૬૭—ઓરિએન્ટલ સેમિનરીમાં તથા નોર્મલસ્કૂલમાં વિદ્યાભ્યાસ. '૬૮માં જોડકણાં બનાવતા થયા અને ૧૮૭૩માં નાટક લખ્યું અને પિતા સાથે ઉત્તર ભારતનો પ્રવાસ. ૧૮૭૪માં સેંટ ઝેવિયર સ્કૂલમાં દાખલ; તત્ત્વબોધિની પત્રિકામાં પ્રથમ કવિતા પ્રકાશિત.—શાળા છોડી દીધી, ખાનગી શિક્ષકો દ્વારા વિદ્યાભ્યાસ. ૧૮૭૫માં 'રાષ્ટ્રીય હિંદુ-મેળા'માં પોતાનું કાવ્ય વાંચ્યું; મેક્બેથનું બંગાળી ભાષાંતર; 'ભાનુ-સિંહ'ને નામે વૈષ્ણવ પદાવલિ જેવાં પદો રચ્યાં

૧૮૭૭માં પોતાના નાટકમાં અભિનય; નિબંધો, સાહિત્યિક વિવેચન લેખો. ૧૮૭૮મા મોટાભાઈ સાથે ઇંગ્લંડ; ત્યાં શાળામાં અભ્યાસ; પછી કૉલેજમા. નાટકો, કાવ્યો, પત્રધારાનું લેખન.

૧૮૮૦—ભારત પાછા; નાટકોનું લેખન તથા અભિનય; ચીનમાં ઇંગ્લન્ડના અફીણના વેપાર સામે સણસણતો લેખ; નિબંધો અને લેખો.

૧૮૮૨માં (ખ્યાતિનો આરંભ) વિખ્યાત કાવ્ય : 'નિર્ઝરેર સ્વપ્નભંગ.'

૧૮૮૩—મૃણાલિનીદેવી સાથે લગ્ન; ૧૮૮૪માં મોટી ભાભીનું અવસાન. અન્ય કવિઓની કવિતાના અનુવાદો—તે જમાનાના 'યાચના-

વાદી' રાજકારણ પર ટીકા; બંકિમચંદ્રના હિંદુ ધર્મ વિશેના વિચારો સાથે ટક્કર.

૧૮૮૫–નવલકથા, રામમોહન રૉય ઉપર નિબંધ, ઇતર લેખો વગેરે; ૧૮૮૬માં સામાજિક-ધાર્મિક વિવાદ લેખો–નેશનલ કૉન્ગ્રેસની બીજી બેઠક માટે ગીત, ૧૮૮૮માં હિંદુ લગ્ન ઉપર નિબંધ–વાચન.

૧૮૯૦માં ઇટલી, ફ્રાન્સ થઈને ઇંગ્લંડનો પ્રવાસ–સ્વદેશાગમન પછી જાગીરનો કારભાર પ્રથમવાર હસ્તક; કુશળ સંચાલન; કૉંગ્રેસની (છઠ્ઠી) બેઠકમાં વંદેમાતરમ્ ગાયું. "સાધના" માસિક શરૂ–યુરોપયાત્રાની ડાયરી શરૂ; 'હિતવાદી' બંગાળી સાપ્તાહિક શરૂ કરવામાં સાથ–'સ્ત્રી મજૂર' અંગે બે લેખો

૧૮૯૩માં ૩૬૨ ગીતોનો સંગ્રહ પ્રગટ: 'અંગ્રેજ અને ભારતવાસી' વિખ્યાત રાજકીય નિબંધ.

૧૮૯૪મા ટૂંકી વાર્તાનો સંગ્રહ પ્રગટ; શિક્ષણમાં વિશેષ રસ–બંગાળી માધ્યમ અંગે ઊહાપોહ; કૉંગ્રેસને ચીમકી–'સ્વદેશી' અંગે વિચારણા: જીવન, કલા, સાહિત્ય અંગે ચિંતનો; ભારતીય સમાજ અંગે લેખો; બંગ સાહિત્ય પરિષદના સ્થાપક, ઉપપ્રમુખ; સરકારી અન્યાયો સામે ઉકળાટ. ૧૮૯૫માં 'સ્વદેશી વસ્તુભંડાર'ની સ્થાપના અને ભાગીદારી : ૧૮૯૬મા ઇશ્વિરચંદ્ર વિદ્યાસાગર ઉપર નિબંધ

૧૮૯૮–૯૯ 'ભારતી' સાપ્તાહિકનું સંપાદન-તિલક મહારાજની ધરપકડ સામે હિંદ સરકાર ઉપર સખત પ્રહાર કરતા લેખો તથા તેમના બચાવ ફંડમાં સીધી સહાય; નવા 'રાજદ્રોહ કાનૂન' સામે 'કંઠરોધ' નામે લેખ કલકત્તા ટાઉનહૉલમાં વાંચ્યો. કલકત્તામાં પ્લેગ શરૂ થતાં અપનાવેલી નીતિ સામે તથા બંગાળાના ભાગલા પાડવાની નીતિની આશંકા આવતાં તેની સામે પ્રખર ટીકા.

૧૯૦૦–'ચિરકુમાર સભા' કટાક્ષ નાટક. ૧૯૦૧ 'બંગદર્શન'

પુનર્જીવિત કર્યું, બિપિનચંદ્ર પાલ વગેરેનો સહકાર, દક્ષિણ આફ્રિકામાં 'બોઅર યુદ્ધ' સમયની બ્રિટિશની નીતિ સામે કડક લેખ–હિંદુ સંસ્કૃતિ ઉપર વિશેષ વ્યાખ્યાનો, પશ્ચિમી સંસ્કૃતિના સંઘ અનુકરણ સામે ચીમકી, ટાગોર કુટુંબની જાગીરદારી છોડી ૧૯૦૧માં શાંતિનિકેતન ગયા, 'બોલપુર બ્રહ્મચર્યાશ્રમ'—પ્રાચીન ભારતીય પદ્ધતિની શિક્ષણપ્રથાનો આરંભ, આર્થિક સંકડામણને લીધે પોતાની લાયબ્રેરી વેચી નાખી, પત્નીએ પણ સાથ આપ્યો, બંગાળી સાહિત્ય અને ભારત ઇતિહાસ ઉપર ખાસ નિબંધો

૧૯૦૨માં લૉર્ડ કર્ઝને પૂર્વની પ્રજાની સચ્ચાઈ અંગે કરેલી અણછાજતી ટીકા સામે દેશભરમાં જાગેલા વિરોધમાં ટેકા ને બ્રિટિશ બોઅર પ્રજા અંગે વહાવેલા જુલમો પ્રકાશમાં આણ્યા, પત્નીનું અવસાન ૧૯૦૩માં પુત્રીનું અવસાન ધર્મ અને લેખો—આથી બ્રહ્મ સમાજમાં ખળભળાટ ૧૯૦૪માં કવિતાના ૯ ગ્રંથોનું પ્રકાશન, પશ્ચિમી દેશોમાં પ્રવર્તતી 'રાષ્ટ્રભક્તિ'ના અંધઅનુકરણની કડક સમસ્યા; 'સ્વદેશી સમાજ' ઉપરના નિબંધનું જાહેર સભામાં વાચન અને ભારતીય સમાજના પુનર્ગઠન અંગેનો વિગતવાર કાર્યક્રમ, શાળાના અભ્યાસના પુસ્તકોનું લેખન

૧૯૦૫માં પિતાનું અવસાન, આ પૂર્વે કવિએ માત્ર રૂા ૨૦૦) માં પોતાની ટૂંકી વાર્તાઓ, ત્રણ નવલકથાઓ ૭ નાટકો, તમામ ગીતો, કેટલાક સાહિત્યિક વિવેચન લેખો વગેરેની આવૃત્તિના હક્કો (રવીન્દ્ર ગ્રંથાવલિના પ્રકાશન માટે) આપી દીધા! વિદ્યાર્થીઓને ગામડાં તરફ વાળવા જાહેર ભાષણ, નવા સ્વદેશી આંદોલનના મુખપત્ર 'ભાંડાર'નું સંપાદન ચાલુ સમસ્યાઓની ચર્ચાઓ, ભારતીય નૂતન ચિત્રકળાની સંસ્થાની સ્થાપનામાં સક્રિય સહાય, કલકત્તામાં વણાટશાળા તથા શાળા કામનું આયોજન, રાજા પ્રજા'—ભારતના આર્થિક શોષણ અંગે 'ભાંડાર'માં લેખ —બંગાળના ભાગલાની કર્ઝનનીતિ સામે રાષ્ટ્રવ્યાપી 'સ્વદેશી આંદોલન'માં મુખ્ય હિસ્સો, જાહેર પ્રવચનો, લેખો, ગીતો;

ગ્રામસંગઠન તથા રચનાત્મક અસહકારનું સૂચન; ભરચક પ્રવૃત્તિ; 'રક્ષાબંધન'ની પ્રથા રાષ્ટ્રીય આંદોલનરૂપે પુનરુજ્જીવિત–એક જ સભામાં રૂ. ૫૦૦૦૦નું રાષ્ટ્રીય ફંડ; રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાની સ્થાપના; પંચમ જ્યોર્જના આગમન પ્રસંગે 'રાજભક્તિ'–ટીકાત્મક લેખ.

૧૯૦૬માં પોલીસ દમન સામે ઝૂઝનારાને ધન્યવાદ આપતો લેખ; બંગસાહિત્ય સંમેલનના પ્રમુખપદે; શિક્ષણસમસ્યા અને તેના કાર્યક્રમ અંગે વિગતે રૂપરેખાની જાહેર સભામાં રજૂઆત તથા લેખમાળા; રાજકારણી ઝઘડા અને સંકુચિતતાથી ત્રાસીને તેમાંથી નિવૃત્ત–'વ્યાધિ અને તેનો ઉપાય' નામે લેખ; સાચા સ્વરાજ માટે 'આંતરિક શુદ્ધિ', 'હૃદયપરિવર્તન' તથા નવા ઉદ્દામ સમાજસુધારાનો નિર્દેશ. ૧૯૦૭માં અરવિંદને રાજદ્રોહની સજા થતાં અંજલિ કાવ્ય. ૧૯૦૮માં નાના પુત્રનું અવસાન; 'ગોરા' નવલકથાનો આરંભ; પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ અંગેનો વિખ્યાત નિબંધ; 'પ્રાયશ્ચિત્ત' નાટકમાં સત્યાગ્રહનું તત્ત્વજ્ઞાન; 'ગીતાંજલિ'નાં ગીતોનું સર્જન. ૧૯૧૧માં શાંતિનિકેતનમાં ૫૦ મી વર્ષગાંઠનો ઉત્સવ–જીવનસ્મૃતિનું પ્રકાશન, 'અચલાયતન' નાટક–જડ રૂઢિચુસ્તતા સામે પ્રહાર, તેથી બંગાળમાં ઊહાપોહ; જવાબમાં 'ધર્મનો અર્થ' નામક પ્રબંધનું વાચન; આનંદકુમાર સ્વામીની શાંતિનિકેતનમાં મુલાકાત; 'જનગણમન અધિનાયક' કૉંગ્રેસની ૨૬ મી બેઠક માટે લખ્યું.

૧૯૧૨–કવિની ૫૦ મી જન્મજયંતીનો જાહેર સમારોહ; 'આત્મપરિચય' પ્રબંધ 'સાધારણ બ્રાહ્મસમાજ'માં વાંચ્યો–બ્રાહ્મ અને એકત્વ ઉપર ભાર મૂકી બંનેના સંકુચિત અહમની ટીકા; આથી બ્રાહ્મસમાજીઓ છંછેડાયા; આસામ અને પૂર્વ બંગાળની સરકારોનો ગુપ્ત પરિપત્ર કે 'શાંતિનિકેતનમાં સરકારી અમલદારોનાં સંતાનોને શિક્ષણ ન આપવું; યુરોપની ત્રીજી યાત્રા; ઇંગ્લન્ડમાં વિખ્યાત કલાકાર વિલિયમ રોથેનસ્ટેઇન સાથે મુલાકાત; દીનબંધુ ઍન્ડ્રૂઝ સાથે મુલાકાત.

બ્રિટિશ બુદ્ધિજીવીઓ સાથે મુલાકાતો; કવિનાં 'રાજા', 'ડાકઘર' નાટકોના અંગ્રેજી અનુવાદો થયા. અમેરિકાની પ્રથમ યાત્રા : આ દરમ્યાન ઇન્ડિયન સોસાયટી ઑફ લંડન તરફથી' 'ગીતાંજલિ'નું અંગ્રેજી ભાષાંતર; પ્રવાસ દરમ્યાન ભારતીય સંસ્કૃતિ ઉપર વ્યાખ્યાનો, જર્મન તત્ત્વજ્ઞ રુડોલ્ફ યુકેન સાથે મુલાકાત.

૧૯૧૩માં અંગ્રેજીમાં 'ચિત્રાંગદા' તથા 'ચિત્રા' પ્રગટ; એન્ડ્રુઝનું ભારતમાં કવિના જીવન-કવન ઉપરનું વ્યાખ્યાન-એશિયાના મહાકવિનું બિરુદ. કવિ અમેરિકાથી ઇંગ્લન્ડ પાછા; 'ભારતીય ધર્મ અને તત્ત્વજ્ઞાન' ઉપર વ્યાખ્યાનો; એને અંગેની દૃષ્ટિની ટીકા-સ્વદેશાગમન; નોબેલ પારિતોષિક કવિને એનાયત (૧૩ નવેમ્બર ૧૯૧૩)-વિદ્વાનો કવિને અભિનંદવા ગયા, ત્યારે કવિનો કડક જવાબ-'પશ્ચિમે કદર કર્યા પછી કદર કરવા નીકળ્યા'; કલકત્તા યુનિવર્સિટીએ કવિને ડી.લિટ.ની માનદ પદવી આપી; કવિના 'સ્ત્રીનો પત્ર' નામક લખાણથી ઊહાપોહ; બિપિનચંદ્ર પાલની ટીકા કે 'કવિ વાસ્તવતાથી દૂર છે' તેનો જવાબ-'વાસ્તવ' અને 'લોકહિત' લેખો દ્વારા

૧૯૧૪મા પ્રથમ વિશ્વયુદ્ધ (ઑગસ્ટ); કવિનું 'મા મા હિંસી'-(દ્વેષ ન કરીશ)નુ યાદગાર વ્યાખ્યાન; અલ્લાહાબાદ પ્રવાસ વખતે 'શાહજહાં' લખ્યું.

૧૯૧૫મા ગાંધીજી સાથે પ્રથમ મુલાકાત; ગાંધીજીની પ્રેરણાથી જાતે રાંધવું, જાતે સફાઈ કરવાના પ્રયોગો શાન્તિનિકેતનમાં; 'સર'નો ખિતાબ શહેનશાહ તરફથી; શિક્ષણનુ માધ્યમ ઉપર નિબંધ-વાચન; વિદ્યાર્થીઓ ઉપર સરકારી દમન સામે છાત્ર શિક્ષનો લેખ

૧૯૧૬માં જપાન પ્રવાસ; જપાનની ચીન વિરોધી ચાહીવાદી નીતિની ટીકા; જપાની અધિકારી મંડળમાં અસંતોષ-રોષ; બ્રિટિશ વસાહતોમાં ભારતીય પ્રત્યેના અયોગ્ય-અસમાન વર્તનના કારણે કૅનેડાના-,

રાજા ઓ રાણી (કાવ્ય નાટક). ૨૩ ૧૮૯૦ વિસર્જન (નાટક) ૨૪ મંત્રીર અભિષેક. ૨૫ માનસી (કવિતા). ૨૬ (૧૮૯૧) યુરોપ યાત્રીર ડાયરી (પ્રવાસ). ૨૭ છોટોગલ્પ (૧૫ ટૂંકી વાર્તા) ૨૮ ચિત્રાગદા ઓ વિદાય અભિશાપ (કાવ્ય-નાટક). ૨૯ વિચિત્ર ગલ્પ ભા. ૧–૨ (ટૂંકી વાર્તા), ૩૦ કથા ચતુષ્ટય (ટૂંકી વાર્તા). ૩૧ છેલે ભુલાનો છડા (બાળસાહિત્ય). ૩૨ ગલ્પદશક (૧૦ ટૂંકી વાર્તા). ૩૩ ૧૮૯૬ નદી (લાંબુ કાવ્ય). ૩૪ ચિત્રા (કવિતા). ૩૫ સંસ્કૃતિર શિલ્પ ભા. ૧-૨. ૩૬ માલિની (નાટક). ૩૭ ચૈતાલી (કવિતા). ૩૮ (૧૮૯૭) વૈકુંઠેર ખાતા (પ્રહસન). ૩૯ પંચભૂત (નિબંધ). ૪૦ (૧૮૯૯) કણિકા (મુક્તકો). ૪૧ (૧૯૦૦) કથા (કથાકાવ્ય) ૪૨ બ્રહ્મ ઉપનિષદ (નિબંધ) ૪૩ કલ્પના (કવિતા). ૪૪ ક્ષણિકા (કવિતા). ૪૫ (૧૯૦૧) બ્રહ્મમંત્ર (નિબંધ). ૪૬ નૈવેદ્ય (કવિતા) ૪૭ ઔપનિષદ બ્રહ્મ (નિબંધ). ૪૮ બાંગ્લા ક્રિયાપદેર તાલિકા (વ્યા૦). ૪૯ (૧૯૦૩) ચોખેરબાલિ (નવલકથા), ૫૦ સ્મરણ (પત્નીની સ્મૃતિમાં કાવ્ય). ૫૧ શિશુ (બાળકાવ્ય). ૫૨ ૧૯૦૪ અંગ્રેજી સોપાન ભા ૧ (પાઠ્ય-પુસ્તક) ૫૩ સ્વદેશી સમાજ (નિબંધ). ૫૪ ચિરકુમાર સભા (નવલકથા). ૫૫ (૧૯૦૫) આત્મશક્તિ (રાજકીય પ્રબંધ). ૫૬ બાઉલ (ગીતો). ૫૭ (૧૮૯૨) ચિત્રાંગદા (કાવ્યનાટક) ૫૮ ૧૮૯૩ ગાનેર વારી (ગીતો), ૫૯ (૧૮૯૪) સોનાર તરી (કવિતા) ૬૦ (૧૯૦૬) નૌકા-ડૂબી (નવલકથા). ૬૧ ભારતવર્ષ (નિબંધ). ૬૨ રાજભક્તિ. ૬૩ દેશ-નાયક. ૬૪ અંગ્રેજી સોપાન. ૬૫ ખેયા. ૬૬ ૧૯૦૭ વિચિત્ર પ્રબંધ (નિ.) ૬૭ ચારિત્ર પૂજા (જીવન). ૬૮ પ્રાચીન સાહિત્ય (નિ). ૬૯ લોકસાહિત્ય. ૭૦ આધુનિક સાહિત્ય ૭૧ સાહિત્ય. ૭૨ હાસ્યકૌતુક (હાસ્ય). - ૭૩ વ્યંગકૌતુક. ૭૪ ૧૯૦૮ પ્રજાપતિર નિર્બંધ (નવલકથા). ૭૫ પ્રહસન. ૭૬ રાજા–પ્રજા (નિબંધ), ૭૭ સ્વદેશ. ૭૮ સમાજ. ૭૯ કથા ઓ કાહિની (કથાકાવ્ય). ૮૦ શારદોત્સવ (નાટક), ૮૧ શિક્ષા (શિક્ષણ–નિબંધો). ૮૨ મુકુટ (નાટક). ૮૩ ૧૯૦૯ બ્રહ્મસંગીત.

ગાંધીજીની પ્રેરણાથી તેમના એક અનુયાયી તરફથી રૂ. ૬૦,૦૦૦ની ભેટ. ૧૯૩૭–રામકૃષ્ણ જન્મશતાબ્દી પ્રસંગે 'ધર્મપરિષદ'ના પ્રમુખ; ગંભીર માંદગી. ૧૯૩૮–કલકત્તામાં ગાંધીજીની મુલાકાત ૧૯૩૯–પં. જવાહરલાલ નહેરુ અને સુભાષ બોઝ શાંતિનિકેતનમાં. ૧૯૪૦–પરમ મિત્ર એન્ડ્રૂઝનું અવસાન; સપ્ટેમ્બર ૨૭મીએ ફરી બે માસ ગંભીર માંદગી.

૧૯૪૧–૮૦મી જન્મતિથિનો ભારતભરમાં સમારોહ, તે પ્રસંગે 'સંસ્કૃતિની કટોકટી'નું વ્યાખ્યાન; ગંભીર માંદગી, ઑપરેશન, અર્ધો કલાક પૂર્વે છેલ્લી કવિતા—૭મી ઑગસ્ટે રાતના ૨ાા થી ૩ વચ્ચે અંતિમ શ્વાસ–કલકત્તાના બાપીકા ઘરમાં, જ્યાં ૮૦ વર્ષ અને ૩ માસ અગાઉ જન્મ લીધો હતો, તે જ ઘરમાં કવિએ દેહ ત્યજ્યો.

રાષ્ટ્રભરમાં શોક; ગંગાકિનારે અંતિમ વિધિ.

## રવીન્દ્ર–સર્જન : સમયસૂચિ

૧ કવિ-કાહિની (કથાકાવ્ય). ૨ બનફૂલ કથાકાવ્ય (૧૮૮૦). ૩ (૧૮૮૧) વાલ્મીકિ પ્રતિભા (સંગીત નાટક). ૪ ભગ્નહૃદય (કાવ્યનાટક). ૫ યુરોપ પ્રવાસીર પત્ર (પ્રવાસ). ૬ ૧૮૮૨ સંધ્યા સંગીત (ઊર્મિ કવિતા) ૭ કાલમૃગયા (સંગત નાટક). ૮ ૧૮૮૭ બૌઠાકુરાનીર હાટ (નવલકથા). ૯ પ્રભાત સંગીત (ઊર્મિ કવિતા). ૧૦ વિવિધ પ્રસંગ. ૧૧ ૧૮૮૪ છબી ઓ ગાન (કવિતા). ૧૨ પ્રકૃતિર પ્રતિશોધ (કાવ્યનાટક). ૧૩ ભાનુસિંહ ઠાકુરેર પદાવલિ (કવિતા). ૧૪ (૧૮૮૫) રામમોહન રૉય (જીવન). ૧૫ આલોચના (નિબંધો). ૧૬ રવિ છાયા (ગીતો). ૧૭ (૧૮૮૬) કડી ઓ કોમલ (કવિતા). ૧૮ (૧૮૮૭) રાજર્ષિ (નવલકથા). ૧૯ ચિઠ્ઠી પત્ર (પત્રો). ૨૦ (૧૮૮૮) સમાલોચના (નિબંધો). ૨૧ માયાર ખેલા (સંગીત નાટક). ૨૨ (૧૮૮૯)

રાજા ઓ રાણી (કાવ્ય નાટક). ૨૩ ૧૮૯૦ વિસર્જન (નાટક) ૨૪ મંત્રીર અભિષેક. ૨૫ માનસી (કવિતા). ૨૬ (૧૮૯૧) યુરોપ યાત્રીર ડાયરી (પ્રવાસ). ૨૭ છોટોગલ્પ (૧૫ ટૂંકી વાર્તા). ૨૮ ચિત્રાંગદા ઓ વિદાય અભિશાપ (કાવ્ય-નાટક). ૨૯ વિચિત્ર ગલ્પ ભા. ૧–૨ (ટૂંકી વાર્તા), ૩૦ કથા ચતુષ્ટય (ટૂંકી વાર્તા). ૩૧ છેલે ભુલાનો છડા (બાળસાહિત્ય). ૩૨ ગલ્પદશક (૧૦ ટૂંકી વાર્તા). ૩૩ ૧૮૯૬ નદી (લાંબું કાવ્ય). ૩૪ ચિત્રા (કવિતા). ૩૫ સંસ્કૃતિર શિલ્પ ભા. ૧-૨. ૩૬ માલિની (નાટક). ૩૭ ચૈતાલી (કવિતા). ૩૮ (૧૮૯૭) વૈકુંઠેર ખાતા (પ્રહસન). ૩૯ પંચભૂત (નિબંધ). ૪૦ (૧૮૯૯) કણિકા (મુક્તકો). ૪૧ (૧૯૧૦) કથા (કથાકાવ્ય). ૪૨ બ્રહ્મ ઉપનિષદ્ (નિબંધ). ૪૩ કલ્પના (કવિતા). ૪૪ ક્ષણિકા (કવિતા) ૪૫ (૧૯૦૧) બ્રહ્મમંત્ર (નિબંધ) ૪૬ નૈવેદ્ય (કવિતા). ૪૭ ઔપનિષદ્ બ્રહ્મ (નિબંધ). ૪૮ બાંગ્લા ક્રિયાપદેર તાલિકા (વ્યા૦). ૪૯ (૧૯૦૩) ચોખેરબાલિ (નવલકથા), ૫૦ સ્મરણ (પત્નીની સ્મૃતિમાં કાવ્ય). ૫૧ શિશુ (બાળકાવ્ય) ૫૨ ૧૯૦૪ અંગ્રેજી સોપાન ભા. ૧ (પાઠ્ય-પુસ્તક) ૫૩ સ્વદેશી સમાજ (નિબંધ) ૫૪ ચિરકુમાર સભા (નવલકથા). ૫૫ (૧૯૦૫) આત્મશક્તિ (રાજકીય પ્રબંધ) ૫૬ બાઉલ (ગીતો). ૫૭ (૧૮૯૨) ચિત્રાંગદા (કાવ્યનાટક) ૫૮ ૧૮૯૩ ગાનેર વારી (ગીતો), ૫૯ (૧૮૯૪) સોનાર તરી (કવિતા) ૬૦ (૧૯૦૬) નૌકાડૂબી (નવલકથા) ૬૧ ભારતવર્ષ (નિબંધ) ૬૨ રાજભક્તિ. ૬૩ દેશનાયક. ૬૪ અંગ્રેજી સોપાન ૬૫ પૈસા. ૬૬ ૧૯૦૭ વિચિત્ર પ્રબંધ (નિ.) ૬૭ ચારિત્ર પૂજા (જીવન). ૬૮ પ્રાચીન સાહિત્ય (નિ). ૬૯ લોકસાહિત્ય. ૭૦ આધુનિક સાહિત્ય. ૭૧ સાહિત્ય. ૭૨ હાસ્યકૌતુક (હાસ્ય). ૭૩ વ્યંગકૌતુક. ૭૪ ૧૯૦૮ પ્રજાપતિર નિર્બંધ (નવલકથા). ૭૫ પ્રહસન. ૭૬ રાજા–પ્રજા (નિબંધ). ૭૭ સ્વદેશ. ૭૮ સમાજ. ૭૯ કથા ઓ કાહિની (કથાકાવ્ય). ૮૦ શરદોત્સવ (નાટક), ૮૧ શિક્ષા (શિક્ષણ-નિબંધો). ૮૨ મુકુટ (નાટક). ૮૩ ૧૯૦૯ બ્રહ્મસંગીત

(ધાર્મિક ગીતો). ૮૪ શાંતિનિકેતન (ઉપદેશ). ૮૫ ધર્મ (નિબંધ). ૮૬ પ્રાયશ્ચિત્ત (નાટક). ૮૭ (૧૯૧૦) રાજા (નાટક). ૮૮ ગોરા (નવલકથા). ૮૯ ગીતાંજલિ (ગીતો). ૯૦ ૧૯૧૨ ડાકઘર (નાટક). ૯૧ ધર્મશિક્ષા (નિબંધ). ૯૨ ધર્મેર અધિકાર. ૯૩ ગલ્પચરિત (૪ વાર્તા). ૯૩ જીવનસ્મૃતિ (આત્મકથા). ૯૫ છિન્નપત્ર. ૯૬ અચલાયતન (નાટક). ૯૭ (૧૯૧૪) ઉત્સર્ગ (કવિતા). ૯૮ ગીતિમાલ્ય (ગીતો). ૯૯ ગાન. ૧૦૦ ગીતાલિ. ૧૦૧ ધર્મ સંગીત (ધાર્મિક ગીતો). ૧૦૨ ૧૯૧૬ ફાલ્ગુની (નાટક). ૧૦૩ ઘરે બાહિરે (નવલકથા). ૧૦૪ પરિચય (નિબંધ). ૧૦૫ બલાકા (કવિતા). ૧૦૬ ચતુરંગ (નવલકથા). ૧૦૭ ગલ્પ સપ્તક. ૧૦૮ ૧૯૧૮ પલાતકા (કથાકાવ્ય). ૧૦૯ ૧૯૧૯ જપાનયાત્રી (પ્રવાસ). ૧૧૦ ૧૯૨૧ શિક્ષાર મિલન (સંસ્કૃતિ નિબંધ). ૧૧૧ વર્ષામંગળ ઉત્સવ નાટ્ય. ૧૧૨ (૧૯૨૩) મુક્તધારા (નાટક). ૧૧૩ શિશુ ભોળાનાથ (બાળકાવ્ય). ૧૧૪ વસંત (સગીત નાટક). ૧૧૫ (૧૯૨૫) પૂરબી (કવિતા). ૧૧૬ શેષવર્ષણ (સંગીત નાટક) ૧૧૭ ગૃહપ્રવેશ (નાટક). ૧૧૮ (૧૯૨૬) પ્રવાહિણી (ગીતો). ૧૧૯ શોધખોળ (પ્રહસન). ૧૨૦ નટીર પૂજા (નાટક). ૧૨૧ રક્તકરબી (નાટક). ૧૨૨ (૧૯૨૭) ઋતુરંગ (ઉત્સવનાટક). ૧૨૩ (૧૯૨૯) જાત્રી (પ્રવાસ). ૧૨૪ જોગાજોગ (નવલકથા). ૧૨૫ તપતિ (નાટક). ૧૨૬ શેષેર કવિતા (નવલકથા). ૧૨૭ મહુઆ (કવિતા). ૧૨૮ (૧૯૩૦) સહજપાઠ, પાઠપરિચય (પાઠ્યપુસ્તક). ૧૨૯ ભાનુસિંહેર પત્રાવલિ (પત્રો). ૧૩૦ (૧૯૩૧) નવીન (સંગીત). ૧૩૧ રશિયાર ચીઠી (પ્રવાસ). ૧૩૨ ગીતોત્સવ (સંગીત). ૧૩૩ બનબાની (કવિતા). ૧૩૪ શાપમોચન (સંગીત નાટક). ૧૩૫ (૧૯૩૨) કાલેર જાત્રા (બે નાટ્ય કૃતિ). ૧૩૬ મહાત્માજીર શેષવ્રત (વ્યાખ્યાન). ૧૩૭ પરિશેષ (કવિતા). ૧૩૮ પુનશ્ચ (કવિતા). ૧૩૯ (૧૯૩૩) વિશ્વવિદ્યાલયેર રૂપ (વ્યાખ્યાન). ૧૪૦ દુઈ બોન (નવલકથા). ૧૪૧ માનુષેર ધર્મ (વ્યાખ્યાનો). ૧૪૨ ચાંડાલિકા (નાટક). ૧૪૩ તાશેર દેશ (સંગીત

-નાટક). ૧૪૪ બાંસરી (નાટક). ૧૪૫ (૧૯૩૪) માલંચ (નવલકથા). ૧૪૬ શ્રવણગાથા (ગીતો). ૧૪૭ ચાર અધ્યાય (નવલકથા). ૧૪૮ (૧૯૩૫) શેષ સપ્તક (કવિતા). ૧૪૯ સૂર ઓ સંગીત (સંગીત લેખ). ૧૫૦ વિચિત્રા (કવિતા). ૧૫૧ (૧૯૩૬) પત્રપૂટ (કવિતા). ૧૫૨ છન્દ (કાવ્યશાસ્ત્ર). ૧૫૩ જપાને–પરાસ્યે (પ્રવાસ). ૧૫૪ શ્યામલી (કવિતા). ૧૫૫ સાહિત્યેર પંથ (નિબંધ). ૧૫૬ પ્રાકૃતની (પ્રવચન). ૧૫૭ ૧૯૩૭ ખાપ છાડા (બાળ જોડકણાં). ૧૫૮ કાલાંતર (નિબંધ). ૧૫૯ વિશ્વ-પરિચય (વિજ્ઞાન). ૧૬૦ ૧૯૩૮ પ્રાંતિક (કવિતા). ૧૬૧ પથે ઓ પથેર પ્રાંતે (પ્રવાસપત્રો). ૧૬૨ સેંજૂતિ (કવિતા). ૧૬૩ બાંગ્લા ભાષા પરિચય (સાહિત્ય). ૧૬૪ (૧૯૩૯) શ્યામા (નૃત્યનાટક). ૧૬૫ (૧૯૪૦) નવજાતક (કવિતા). ૧૬૬ સણાઈ (કવિતા). ૧૬૭ ચિત્રલિપિ (ચિત્રાવલિ). ૧૬૮ છેલે બેલા (આત્મવૃત્તાંત). ૧૬૯ તીન સંગી (ટૂંકી વાર્તાઓ). ૧૭૦ રોગશય્યા (કવિતા). ૧૭૧ આરોગ્ય (નિબંધ). ૧૭૨ (૧૯૪૧) આરોગ્ય (કવિતા). ૧૭૩ જન્મદિને (કવિતા). ૧૭૪ સભ્યતાર સંકટ (નિબંધ). ૧૭૫ ગલ્પસલ્પ (બાળસાહિત્ય).

# રવીન્દ્ર–વંશવૃક્ષ

જયરામ

|

નીલમણિ

|

રામમણિ

|

દ્વારકાનાથ

|

દેવેન્દ્રનાથ

|

દ્વિજેન્દ્રનાથ — સત્યેન્દ્રનાથ — હેમેન્દ્રનાથ — વીરેન્દ્રનાથ — સૌદામિની

જ્યોતિરીન્દ્રનાથ — સુકુમારી — પુણ્યેન્દ્રનાથ — શરદ્કુમારી — સ્વર્ણકુમારી

વર્ણકુમારી — સોમેન્દ્રનાથ — રવીન્દ્રનાથ — બુધેન્દ્રનાથ

(રવીન્દ્રનાથ)

મધુરીલતા — રથીન્દ્રનાથ — રેણુકા — મીરા — સમીન્દ્રનાથ

(મધુરીલતા) નિત્યેન્દ્રનાથ — (રથીન્દ્રનાથ) નંદિતા